# દયારત્નમાળ

ભાગ બીજો

પ્રકાશક : ભોળાનાથ ચાપશીભાઈ
કંચાફ્રિઆ.
અમદાવાદ.

# દયારત્નમાળ

ભાગ ૨ જો.



કવિ દયારામનાં સુંદર કાવ્યોમાંથી પસંદ કરેલા
નમુના તથા કવિચરિત્રને લગતી કેટલીક
જાણવાજોગ હકિકત વિગેરે વિગેરે...



સંશોધન કરી પ્રસિદ્ધ કરનાર
ભોળાનાથ બાપાલાલ કંથારિઆ.
અમદાવાદ.



કિંમત ૦-૮-૦ પોસ્ટેજ જુદું.

# પ્રસ્તાવના.

પેહેલા ભાગની પ્રસ્તાવનાની તમામ સુચનાઓ અહીં લાગુ થતી સમજવાની છે. પેહેલો ભાગ ૧૨૫ પાંનાનો ને બીજો ૧૪૦ પાંનાનો–એ રીતે બે પુસ્તક જનસમાજના વાંચન માટે રજુ થયાં છે. લોક તેને સાદર વધાવી લેશે, એમ આશા છે.

ભાગ ૧ માં अ પત્રકની મદદથી કવિનાં પ્રસિદ્ધ થયેલાં લગભગ તમામ કાવ્યોની માહિતી મળી શકે છે. તેજ રીતે, આ પુસ્તકમાં, ब અને क પત્રકની મદદથી કવિનાં અપ્રસિદ્ધ કાવ્યો કેટલાં છે? તે આપણે જાંણી શકીએ છીએ. તે ઉપરાંત કવિનાં જુદાં જુદાં જીવનચરિત્રો વાંચતાં જણાઇ આવતા તફાવતનું પત્રક, કવિના જન્માક્ષર, પેઢિનામુ, હસ્તાક્ષર, ચશ્મા, તંબુરો અને દયારામનાં હાલ સુધી જાણવામાં આવેલાં ચિત્રોની તપસીલ, વિગેરે કેટલીક હકિકત આપેલી છે. તે જાંણવી ઉપયોગી થઇ પડશે.

અમદાવાદ.
તા. ૩૧–૩–૧૯૨૬

ભોળાનાથ બાપાલાલ કંથારિઆ.

# દયારત્નમાળ—(ભાગ બીજો)

કવિ દયારામના શબ્દોમાં ગાવાનું એક–મંગળાચરણ–

( મરાઠી ભાષામાં રચેલા પ્રબંધમાંથી. )

**શ્રીરામકૃષ્ણ ગોવિંદે,** હ્મણા મિળોનિ વૈશ્નવવૃંદે. ટેક.

શેષ મહેશ રટતિ આનંદે, સનક સનંદન સનતસનંદે;

સતત પ્રશંસ, સકલ શ્રુતિ છંદે, ત્યાસિ સોડિલા તે મતિમંદે;

હરિ નામામધિં સઘળી તીર્થે, નેમ વ્રત, ધર્મ કર્મ, તપ જાપ યજ્ઞ;

અષ્ટાંગ યોગ, અધ્યયન બ્રહ્મ, શુચિદાન જ્ઞાન, વિજ્ઞાન ધ્યાન;

અવઘે એકિલે, નિગમચે વદની, હ્યાવર સ્થાવર જંગમ, દુસરા નાંહી;

સમુળ પાપ, સંતાપ મિટયાચા, હરિ ભેટીચા ઉપાય નાંહી,

ભાવ કુભાવે, કૃશ્નકિર્તનીં, વાહિ જાત, મ્હણે અતુલિત પ્રતાપ;

**દયારામ** મ્હણે, ત્યા સાડી મજ, મનાસિ પડિલા;

શ્રીકૃષ્ણ નામચ્યા છંદે. હ્મણા મિળોનિ વૈશ્નવવૃંદે. શ્રીરામકૃષ્ણ૦–





આપણા લોકપ્રિય નાગર કવિરત્ન **દયારામભાઇ**
( ૪૦ થી ૫૦ વર્ષ સુધીની ) પાકી વયનું આ ચિત્ર છે;
તે પરમ સ્નેહિ ભાઇ શ્રી નારણદાસ પરમાનંદદાસ શાહ
ડભોઇવાળાના સદ્‌ભાવથી મળેલું પ્રસિદ્ધ કર્યું છે.

# અર્પણ પત્રિકા.

For those, who have eyes **to see this.**

સવૈયા એકત્રિસા.

**પ્રથમ ગુન્હો**–કે, કલમ ઝાલી કયમ ? લેવાનું જ્યાં નહિં કંઇ લ્હાંણુ,
શ્રી–સરસ્વતિનો ઝઘડો ચાલે, કદર નહીં–, નહિં કંઇ કલ્યાંણ;
વગર આશ્રયે ફાંફાં વલખાં, વગવસિલાનાં બહુ તોફાંન,
**અર્પણ-એ વળિ બિજો ગુન્હો** છે–" જા ચાલ્યો લેખક નાદાંન. "– ૧
શ્રીમંતો, સાહિત્ય સંસ્થાઓ, આમ વદેછે ધરિ અભિમાન,
અમે–અમારાં જમી લઇએ ને, " બેઠા જુવો "–તમારૂં કામ;
ઉધરાંણાં, ભંડોળ, અમારાં, નથિ તે તમ ચીંથરિયાં કાજ,
ભાષણ, લેખન, અમે ન કાચા, મળે ન તમને અમ શિર તાજ.– ૨
આ ઉત્તેજન, આ હરખે પછિ, કમર કસી કરવાનાં કાજ !
**સાજ** વગર સુર **શાંના** નિકળે ? લેખક રહે ન કયમ નારાજ ?

× × × × × ×

નાગરો અને વૈશ્નવો ! **હક છે તમારાપર આપણા માંનિતા** કવિનો
હજુ તમે જાગશો ? **દયારત્નમાળ ભાગ ૧ તથા ભાગ ૨**
અને " કવિ ચર્ચામાળા " ની **એક એક નકલ ખરીદશો ?**
શક્તિ ન હોય તો મફત માગશો ? ને વાંચશો ? કે પછી વાહવાહ !
ગંભીરપણે વિચાર કરવા
ગુજરાતના કેળવાયલા સાધનસંપન્ન સજ્જનો, સન્નારીઓ,
ને સાહિત્યપોશક સદ્ધર સંસ્થાઓને–

અર્પણ કરનાર તમારો સ્નેહાધીન સાહિત્યપ્રેમી શેવક

**ભોળાનાથ બાપાલાલ કંથારિઆ.**

# શુદ્ધિપત્રક.



| પાનું. | લીંટી. | |
|---|---|---|
| ૬ | ૯ | " અલ્લા તુંને " ને બદલે " અલ્યા તુંને " એમ વાંચવું. |
| ૨૦ | ૧૧ | "કેન ન્હોય" ને બદલે "કે ન્હોય." તથા ૧૭મી લીંટીમાં " ચોટે " ને બદલે " ચૌટે " અને ૨૪ મી લીંટીમાં " તેડાવે " ને બદલે " તેડાવો. " એમ વાંચવું. |
| ૨૭ | ૨૮ | "હાર" ને બદલે "હરિ" તથા પાનુ ૩૭ લીંટી ૧૯ માં "ગઈ" ને બદલે "ગાઇ" અને પાનુ ૪૦ લીંટી ૨૮માં "૪૧" બદલે "૪૫" એમ વાંચવું. |
| ૪૯ | ૧૩ | " કયઉં " ને બદલે " કયહું " અને પાનુ ૫૦ લીંટી ૨૭માં " પરદુઃખી " ને બદલે પરદુઃખ" એમ વાંચવું. |
| ૫૩ | ૭ | "ધનવંત ન કહાવે" ને બદલે "ધનવંત કહાવે" એમ વાંચવું. |
| ૬૨ | ૨૫ | "રધા" ને બદલે " રાધા " તથા પાનુ ૬૪ લીંટી ૧૩માં " હારને " બદલે " હરિને " એમ વાંચવું. |
| ૯૨ | ૨૩ | "સલ" ને બદલે "સાલ" એમ વાંચવું. |
| ૯૫ | ૧૮ | " મમત્ય " ને બદલે " મમ મત્ય " એમ વાંચવું. |

૧૧૨ નંબર ૧૧૨ આસન ૪ માં " દેખો દેખો વે મેરી " તથા " દેખે ઉત તિત " અને " દરસ દેરી " એમ વાંચવું.

૧૧૭ ,, ૨૦૪ ,, વ્હાલમજી ઘેર ના આવ્યા જી-એમ વાંચવું.

૧૨૦ ,, ૨૫૨ ,, તુમકો કેહેએકી ન કહ્યુ રહી ,,

૧૨૧ આસન ૧માં " અમુક સ્થળે " એમ વાંચવું.

૧૨૪ ,, ૩ માં ૬૮૪ ને ૬૫૧ ને બદલે ૬૪૮-૬૫૫ એમ વાંચવું.

૧૨૪ આસન (૩) ૪૭૧-૫૪૬ એ બે નંબરો કમી સમઝવા.

૧૩૪ નંબર ૯ આસન ૫માં-દર્શન ઘો-એમ વાંચવું.



# પ્રકરણ ૧.

## ( નવથી બાવીસ વરસ સુધીની વયનાં કાવ્યો. )

દ. ર. મા. ભાગ ૧ પ્રકરણ ૧ ની છેલ્લી લીંટીની ટીકાના અનુસંધાનમાં.

## ચૌદમે વર્ષે કરેલી બે કવિતાઓમાંની પેહેલી.

(૧) સાધુઓનાં ભેપાળાંની લાવણી.

**સબ માયા બસ નચે**, નાથ કોઉ આપ બચાયે બચે—ટેક.
કિતનેક ચામ દામસોં લપટે, કછુ કોઉ છુટે વો જસમેં ઝપટે,
માન બડાઈ ઈર્ષા ન ટરે, ભજનાનંદ ન મચે... નાથ કોઉ૦ ૧
યોગી તપસી, ક્રોધને કૂટે, જ્ઞાનિ ત્યાગી સિદ્ધિને લૂંટે;
પર યહ મમતા કોઉકિ ન છૂટે,
સિદ્ધ ભયે સબ જગ પૂજાયે, કૃષ્ણભક્તિ રસ કચે... નાથ કોઉ૦ ૨
કોઉ કંચન કોઉ કામનિ લપટે, વ્હાંતે બચે સો જસને ઝપટે;
કછુ કોઉ ભાગ્યે રસના રપટે,
ખટાદિ ખટપટ છુટી ન જ્યોંલોં, ત્યોંલોં સંત ન સચે... નાથ કોઉ૦ ૩
કિતનેક પંડિતતાનેં પકડે, બુધબલ જાનપનેં બહુ જકડે;
કોઉ કુલીન ગુન ગુમાન અકડે,
રૂપ રાજ્ય કોઉ બુડે બ્યસનમેં, દરસ તાપ નહિં તચે... નાથ કોઉ૦ ૪
પ્રભો ! અકલગત તોરી માયા, કછુ ન છુટે બિન નિજ દાયા;
કથન માત્ર હૈ ઔર ઉપાયા,
દયો જતન તજિ શરન પર્યો, હરિ એક આપહિ જચે... નાથ કોઉ૦ ૫

## (૨) ચૌદમે વરસે કરેલી બીજી કવિતા.

પદ રાગ–સોહાણી.

**હરિદાસા, હરિદાસા**–બનજા હરિદાસા...રે હરિદાસા—ટેક.
મન છાંડ સબનકી આશા, મન છાંડ પરાઇ આશા;
બનજા હરિદાસા...રે નિજદાસા.

સુધાસિંધુકે સમીપ બસકે, મૂઢ રહત કયોં પ્યાસા ?
દીન હોય કયોં દુઃખ પાવત હૈ ? બસત પરસકે પાસા... બનજા૦ ૧
કામધેનુ સુરદ્રુમ ચિંતામની, ઇશ્વર અખિલ નિવાસા;
ઉનકું છાંડ ઔરનકું ધ્યાવે, સો તો બૃથા પ્રયાસા... બનજા૦ ૨
મનુષાદેહ દુર્લભ છિનું ભંગુર, જ્યોં જલ બીચ બતાસા;
અચલ સત્ત એક સેવા હરિકી, સબ કછુ તુરત તમાસા... બનજા૦ ૩
શરનાગત બચ્છલ બિઠુલ કયોં, મનમેં રહત ઉદાસા ?
દયારામ સતગુરૂ બતાયા, હૈ મનસુબા ખાસા... બનજા૦ ૪

## ૧૫-૧૬ વરસની વયે કરેલી ત્રણ ફાંકડી કવિતાઓમાંની પેહેલી કવિતાં. (૩) પદ. રાગ-ભેરવી.

**તિહારી ચલી ચશ્મ તલ્વાર**, ઘાહેલ મોહે કરડારી;
પરિ નેન કટારિ હિય પાર... ઘાહેલ૦ ટેક.
(સાખી) રૂપ નગરકે બીચમેં, અહો ચલી ચશ્મ તલ્વાર;
મૂરખ હે સો બચ ગયે, વાંહાં ચાતુર ખાયો માર... ઘાહેલ૦ ૧
લોહબાન-સો કછુ નહીં, વે તો સૂધો ચ્હાય નિશાન;
નયનબાન તિરછો ચલે, વેતો લાગત લેવે પ્રાન.... ઘાહેલ૦ ૨
રસિક નેનકે બાનકી, અહો અજબ અનોખી રીત;
દુશ્મનકું પરસે નહીં, વેતો મારે અપનો મીત... ઘાહેલ૦ ૩
રસિક નેનકે બાનકું, લાગત લખે ન કોય,
જો મારે સો જાંનહી, કે જાને લાગે સોય... ઘાયેલ૦ ૪

## બીજી કવિતા—ડાકોરનાથનું ભજન.

(૪) પદ. રાગ-ભેરવી.

**ઠાકોર ઠાકોર** નાથ હમારે, હિયાકે હાર દ્રગનકે તારે—ટેક
અગનિત કોટી અંડકો ઇસા, સેસ મહેસ સબ નાંવત સીસા... ડાકોર૦
મોહનિ મુરત બસી મનમાંહી, જાકિ જોડિ જુગતમેં નાંહી. „
બિન બિનતી સબ જિયકી જાને, તાહિ કરે જો નિજ મન માંને „
એક બેર "તિહારો" જો ભાખે, સાધન તાકો ઔર ન રાખે. „
સદ્ગુરુસિંધુ ભજે વે લાયક, **દયાપ્રિતમ** ગોવરધન નાયક. „

## અને ત્રીજી કવિતા, કવિએ પેહેલી યાત્રાએ જતાં કરેલું મંગળાચરણ છે.

જુઓ વાંચો-(૫) શ્રીશેષશાયીનું-ધોળ.

શ્રી નર્મદાજી ત્રટ ઊપરે, ચારૂ ચંડિ રે ગ્રામ,
મહિમા વખાંણુ સ્થળતણો, સમોવડ વૈકુંઠ ધામ.

આમ કહી, કવિ ૪ કડિયોમાં, **ચક્રતિર્થ=ચાણોદની** ઉત્પત્તિ કહી સંભળાવી, મુર્તિ તરફ નિહાળીને ગાય છે કેઃ—

શોભા શી વરણું શ્રી અંગની, નખશિખ સુંદર રૂપ,
શંખ ચક્ર ગદા પદ્મ ધરી, પોઢયા ભવના રે ભૂપ.
મસ્તક જરકશી ઢળકતી રે, પાંપેણુ ઊપર પાઘ,
કેસરી તિલક સોહામણું, ઉર ભ્રગુલાંછન ડાઘ.

નાસિકાએ નથવેસર, કુંડળ ઝળકે રે કાન,
ચિબુક ચારૂ ને વારૂ વેળાયુ, શોભે છે બિનરે વાન.
શોભે ગળે ગળુબંધને, હેમ મુક્તાફળ માળ,
બાંહે બાજુબંધ બેરખા, કનક કડાં છે રે રસાળ.
પીતાંબર કટિમેખળા, નેપુર રાજે રે પાય,
અંગોઅંગ અતિ માધુરિ, મનમથ મન લોભાય.
ચરણ સેવા કમળા કરે, શેષ ઉપર કર્યું સેન,
**શાંત સ્વરૂપ શ્રીનાથનું, કરૂણા ભરેલાં બે નેન**...વિગેરે૦

આ પછી ૧૬ થી ૨૨ વરસ સુધીની વયની-**પેહેલી તિર્થયાત્રામાં** કરેલી-કવિતાઓ જોવાની છે;-જે નીચે પ્રમાણે છે.

**કાશિ મુકામે કરેલી પેહેલી કવિતા-સચિત્ર.**

(૬) "કાશિપુરિની લાવણી"-માંથી મનસ્વી ટાંચણ.

**काशिपुरिकि अति सुंदर शोभा,** કોન સકે ગાઇ?
મોક્ષદેનિ ભવભયહરનિ, શિવ નિજ કર બંનાઈ. ટેક૦
પંચકોસિ પરમાન કાસિકા, મહિમા હે ભારી,
દુઃખહરનિ, સુખકરનિ દરસતેં, અઘ ડારત જારી;
દ્વિજ બદનરૂપ, સદન સરસ્વતિ, કાસિમેં બાસી,
મનીકર્નિકા ત્રટ મઠ સુંદર, બૈઠે સન્યાસી;
પતિતપાવની નિકટ કાસી, ગંગાધેરી ગાજે,
મનિકુંદન જ્યોં મિલે સંગ, એસી શોભા છાજે;
બ્રહ્મ કમંડલુ, હરિપાદોદકિ, બિશ્નુદેહિ કહાઇ... મોક્ષ દેનિ૦ ૧
સદાકાલ વ્હાં બસે બિસેસર, ચિતસોં લગી પ્યારી,
સેસ સીસપર નહિં, સંકરનેં-ત્રિસૂલપર ધારી;
એસી કરૂના, ભીતર પ્રાની, મરંન જો પાવે,
આવાગમન અંધાર જાલમેં, સો ફિર નહીં આવે;
ભાગીરથિ જલપાન કિયેતેં, ભવસંકટ ભાજે,
મજ્જનતેં અઘકોટિ જન્મકે, તુર્તે હોત પ્રાજે;
સુકૃતિ બિલોકત માત્ર જાત, સબ મનસા લોભાઇ... મોક્ષ દેનિ૦ ૨

**—કાશિમાં રહીને કરેલી બીજી કવિતા—**

(૭) હનુમાન ગરૂડ સંવાદની-લાવણી.

આ કવિતા એટલી તો રમુજી છે, કે વાંચનારને ઇંગ્રેજી કવિ Cowper નું John Gilpin કાવ્ય વાંચતાં આનંદ પડે છે, તેવી

જ રમુજ આ કાવ્ય વાંચતાં મળે છે. એટલુંજ કે, કાવ્યસંકળના દુનીયાંદારીની નથી; પણ ધાર્મિક વાર્તાની છે. કવિતા ઘણી લાંબી છે, તેથી આખી રજુ થઇ શકે તેમ નથી. માટે દ. કા. સં. પાનું. ૧૫૨ થી ૧૫૫ વાંચી લેવા વિનંતી છે. ઘણીજ રસભરી રીતે મંડાણ કરી કવિ ગાય છે કે—

રાગ-લાવણી.

એક સમે હનુમાન ગરૂડ બેઉ, એક સ્થળે મળિયા,
કોઇકોઇના ગાંજ્યાં ન જાય એમ, એક એકપેં બળીયા—ટેક.
નિકટ દ્વારિકાં, શ્રીકૃષ્ણતણો એક બાગ હતો ચારૂ,
ચોકી ત્યહાં ગરૂડજી કરતા, પતિને પ્રિય સારૂ;
હરિઇચ્છા હનુમાન ત્યહાં, એકદા સુધા ભરમાં,
આવિ અચાનક, ફળ ભક્ષી, તરૂ ફેંક્યાં સાગરમાં;
તજિ વિવેક, વાટિકા બગાડી, ગરવ ઘણો લાવી,
જોઇ અનીતિ, વિહંગમપતિએ હસ્ત ગ્રહ્યો આવી;
જોઇ સમોવડ, સુભટ શોભિયા, વૃક્ષથકી વળિયા.
કોઇકોઇના... એક સમે... ૧

વાડીના રખવાળ ગરૂડજીએ, આમ રંજાડભંજાડ થતો જોઈ, રોશે ભરાઈ, હનુમાનજીને હાકોટયા. પણ રામદૂત જાય તેવા નોહોતા. તેથી કૃષ્ણહિમાંયતીને ખુબ દમ ભિડાવ્યો. ત્યારે ગરૂડજીએ પણ, તેના બદલામાં, તેવાજ જોસથી-"ત્રણ તાત, ને માત કુંવારી"—જેવાં તિખાં તમતમાં વચનો ચાંપી કહાડયાં. વળતા જવાબમાં, હનુમાનજીએ પણ, ગરૂડજીને તેવાજ સરખે સરખા–છેડે બંધાવ્યા. તે સહન ન થયાથીઃ—

ગરૂડ કહે–કપિ! ત્હારા પતિએ જશ ઝાઝો લીધો,
પરણીસ્ત્રી–એકલી અબળાને, દેશવટો દીધો!
સહિત પ્રેમદા–પુત્ર પોતાના–બ્રાહ્મણે પાળ્યા!
નગ્ર સર્વ વૈકુંઠ વસાવ્યું, આપ તાત ટાળ્યા!
વ્હાલ ધરી એક વનિતા આવી, વરવાને કાજે,
તે નારીનું નાક છેદાવ્યું, ત્હારે રઘુરાજે!
જુઠાં ફળ શવરીનાં ખાધાં, પવિત્ર પણ ચળિયા.
કોઇકોઇના... એક સમે... ૫

આ સાંભળી હનુમાનજી બોલ્યાઃ—

ત્હારે કૃષ્ણે સહુનાં આભ્રણ ઉતરાવી લીધાં,
બ્યંડળનો રથ હાંક્યો, પાંડવ દાસપણાં કીધાં.

શિશુપાળની ગાળો ખાધી, પરાક્રમી પૂરા !
કાળયવનથી રણમાં નાઠા, જાંણ્યા બહુ શૂરા !
તેની આજ્ઞા હું નહિં માંનું-એમ કહ્યું જ્યારે,
પ્રેર્યો દૂત પ્રભુની પાસે, વિહંગમપતિ ત્યારે;
શ્રીકૃષ્ણે કહાવ્યું-રામ આંસુ દ્યો-દેતામાં ઢળિયા.
કોઇકોઇના... એક સમે... ૮

આહાવી રીતે મન ધરાતા સુધી બન્ને દેવદૂતોને પરસ્પર કેટલોક કાળ ભટકાવી મારી, આનંદ લેઇ તથા આપી, સમાધાની કરવા, અંતે કવિ ડાહ્યા-ડમરા થઇ, શાંણપણની વાત પરખાવી દે છે કે:—

આ વાંણીવીલાસ કર્યો, મ્હેં નથિ નિંદા ઉચ્ચારી,
ઉપર જોતાં અવળુ ભાસે, અંતર સ્તુતી ભારી.
ઉપાસનાની ટેક બતાવી, નથિ ગાયૂં અવળૂ,
ભક્તવત્સલનો ભેદ સમઝશે, તે લેહેશે સવળૂ.
એ રામકૃષ્ણ મુજને પ્રિય હોજો, પ્રાણજિવન મ્હારા,
સદા ઇહાંના નિર્મળ યશ, મુજ વદન વહો ધારા.
પણ દાસ દયાના પ્રિતમ, શ્રીસીતાવર સાંમળિયા.
કોઇકોઇના... એક સમે... ૧૦

કથા માંડતાં-વાત કેહેતાં—આ કવિને કેવી સરસ આવડતી હતી, તેનો આ લાવણી સચોટ નમુનો છે.

કાશી મુકી આગળ ચાલતાં, મથુરાં જેવા કોઇ તીર્થે થોભી, કવિ-"શ્રી યમુનાજીની લાવણી"-ગાય છે,-જેમાંથી મનસ્વી ટાંચણ નીચે પ્રમાણે છે.

દુઃસ્વભાવથી જીતાડો, દુર્મતિ ટાળો માજી !
શ્રી ગોપીજનવલ્લભ અતિવલ્લભ, મુને કરો શ્રી યમુનાજી.—ટેક.
તુર્યે પ્રિયે ! શ્રીકૃશ્નવલ્લભે ! યમુને ! જગમાતા !
નરક નિવારિણિ, યમભયહરણી, ભવતરણી ત્રાતા;
જેવો તેવો દાસ, ક્ષમા અપરાધ કરો માય,
મા ! કુપુત્ર તો કદી હોય, કુમાતા કદાપિ નવ થાય;
દ્રઢ આશ્રય શ્રી વલ્લભવરનો, અચલિત ગુંણ ગાઊં,
સતત રહે શ્રીકૃષ્ણ નામ મુખ, ×દુસંગિ નવ થાઊં;
શરણ પડયો સંતાપ હરો, શી વિનતિ કરૂં ઝાઝી ! શ્રી ગોપીજન૦—

× આજ લાવણીમાં, આ વિચારની સુંદર પુનરૂક્તિ, નીચે પ્રમાણે આવે છે. કવિ કહે છે-" દુસ્સંગ દોશ મુંને જળ પંકજ, પ્રમાણ નવ લાગે..."

## પેહેલી યાત્રાએથી ચાંણોદ પાછા આવીને રચેલી પેહેલી કવિતા.
### બાશીના મરણશોકને લગતું પદ. (૯) રાગ-કાફી.

સાચું તે સગપણ રે, સમજ મન ! શ્યામતણું,
બાકી સરવે જુઠું રે, તેમાં તો કોઇ નથી આપણું. ટેક.
જનુનિ જનક એમ કર્યા કેટલાં, તેં જેટલી ધરી દેહ,
લ્હેંણુદેણીનો જ્યારે સંબંધ છૂટયો, ત્યારે મુકીને ગયાં સહુ તેહ;
કોઇએ ના બતાવ્યું રે, ઠેકાંણુ વિશ્રામતણું... સાચું તે૦—૧

જોની આ હરિના હેત કરીને, કોણુ આપે મનુષ્ય અવતાર ?
પશુપક્ષી ફેડિ આપ્યો અસ્સા તુંને, ભજનતણો અધિકાર;
ભજે તેને આપે રે, અભયપદ નિજ ધામતણું... સાચું તે૦—૨

અણું આસક્તિ કયહું માં રાખીશ, માયા મનથી તોડ,
નિશ્ચિત થૈ, સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીશું જોડ;
દયા દિન રજની રે, રટણુ કર શ્રીકૃષ્ણુ તણું... સાચું તે૦—૩

### (૧૦) પૈહેલી યાત્રાએથી પાછા આવીને બનાવેલી બીજી કવિતા
" રેવાજીનું પદ." રાગ રામકળી.

**तिहारे शरन** મેં તો આયોરિ—શ્રી રેવાજી! તિહારે૦— ટેક.
ભવતનયા સુખદાયક સરિતા, તિહારો દરસ મોહિ ભાયોરિ...શ્રી રેવાજી૦
પતિત પાત્રની અધમ ઉદ્ધારિણી, ભવ તારિણી નામ કહાયોરિ... ,,
ઉત્તર વાહિની, ઉભે ત્રટપાવની, વિધિ તેરો પાર ન પાયોરિ... ,,
નિર્મલ જલ જોઉ સ્નાન કરત સોઇ, સકલ પદારથ પાયોરિ... ,,
દાસદયો, માઇ દીન તિહારો, પ્રેમ સહિત પદ પાયોરિ... ,,



## પ્રકરણ ૨

## ૨૪ થી ૩૧ વરસ સુધીની વયમાં—બીજી તથા ત્રીજી યાત્રામાં કરેલાં કાવ્યો—

જુઓ વાંચો–દ–૨–મા–ભાગ ૧ પ્રકરણ ૨ પાનું. ૮ લીટી ૫ પછી.

**હિંદી વિભાગ**—(૧) માત્ર ગાવામાંજ સુંદર, મનહર લાગે એવાં કાવ્યો.

### ૧—પદ-રાગ ઠુંમરી.

**बंसि बाजि,** સો મેરે મન બસ ગઇ રે; હેજા હેજા બિરજકે બંગલેમેં. બંસિ૦

### ૨–ખમાયચી હોરી.

**बसंत बिहारी** મન લે ગયો હો, હોરિકો રસ રસીયો લે ગયો હો. બસંત૦

### ૩–પદ–રાગ બેહાગ.

**नगर सब सोवे है,** બિરહિનિ બૈઠી રોઉં આલી. ટેક.
બિરહ દરદકી અકથ કહાની, જાને જો બિતતી હોવે રે. ... નગર૦

### ૪—પદ.

**बनमें गुजरियां लूंटी,** અહીરિયાં લૂંટી; લૂંટી લૂંટી મદન ગોપાળ,...બનમેં૦
જાકો જાય સો સબ કોઉ રોવે, યાતે ભઇ હું ખુશાલ. ... ... „ ૩

### ૫–પદ–રાગ મલ્હાર.

**मैं तो मेरो जोबन,** દિયો નંદલાલકું, દિયો નંદલાલકું, વે સાંવરે ગોપાલકું–મેં તો૦
દયાકો પ્રિતમ પ્યારો, પ્રેમરસ ભોગી; કોઉં ન જાને વાકો અદ્ભુત ખ્યાલકું—મેં તો૦

### ૬–રાગ કાલિંગડો.

**माइ मेरे लगे मोहनसों नेन,** મોહનસોં નેન, કહત બને ન. માઇ૦–ટેક.
મંદ મુસકાની ચિત બિચ ચૂંભી રહી, સળકે સનેહકી સેન. „ ૧
આઠ પ્રહર મોહે એહિ ચિતવની, કલ ના પરે દિન રેન. „ ૨
રોમ રોમ મેરે રમિ રહ્યો રસિયો, બ્હોત સતાવત મેન.× „ ૩
દયાકો પ્રિતમ કોઉ મોંકો મિલાવે, તબ ઉપજે ચિત ચેન. „ ૪

### ૭–આશક ગોપીની આજીજીનું પદ.

**औरांकी मैं नांहि** નાંહી, નાંહી નાંહી; કાહુકી મેં નાંહી નાંહી, નાંહી નાંહી.
તેરિ મ્હેં તો ચેરી મોહન!...ઓરાંકી૦—ટેક.
રેન દ્યોસ મોહે કલ ન પરતહે, દિલ ડોલત વે તેરિ મોહન. ઓરાંકી૦—૧
માતપિતા સસુરા રે સતાવત, તહુંના તજી કહ્યુ હારે જો હન.* „ ૨
દયાપ્રિતમ તુમ ઐસિ કરો મોહે, તુમ બિન ઓર ન પાવે છોહન.+ ૩

---

× મેન–કામદેવ. * હન=મારી નાંખવું. + છોહન=સ્પર્શ.

૮–પદ.

**મહું**–કાસોં કહું પીર ? મેરો મન માન્યો મોહનસું
હિયો હર્યો બલબીર...મેરો મન૦—ટેક.
પિયકે દરસ બિના પલક કલપ સમ, નહિં ચેન પરે મન,
ભયો રે અધીર. મેરો મન૦—
મેં ભઇ મીન, જીવન દયાપ્રિતમ, નખશિખ સુંદર સુધાસર નીર. ,, ૨

(૨) વિકારી પણુ સાહિત્યની નજરે વાંચવા લાયક કવિતાઓ—

૧–પદ–રાગ લલિત.

**जोबन रस झलकाय**, રસિયા રોષ તજોજી;
પ્યારે સુખકી બ્હાર બેહે જાય. રસિયાં૦—ટેક.
(સાખી) તુમ મધુકર હમ કેતકી, સદા બન્યો સંજોગ;
કંટક દોષ બચારિયે, તો કૈસે બને ( વહ યોગ ) રસિયા૦—૧

૨–ભેરવી ગત અદ્દાની.

**मोहे बांके नेन** ખંજરસેં લગાય ગયો રી૦—ટેક.
કારે કહું મોંસો કહત ન આવે, મોકું અજબ અદા દરસાય ગયો રી. મોહે૦
મિઠિ મિઠિ બતિયાં કહત ચિત ચોર્યો, લાલ મોહે લટુસિ બનાય ગયો રી. ,,
દયાકે પ્રિતમ તોરિ મોહનિસિ મૂરત, સો મેરે હૃદય કમલમેં સમાય ગયો રી. ,,

૩–પદ–રાગ કેરબો.

**जांनि हमारा**, ઓર તુમ્હારા કયા ? દિલ્કા દોપટા બિછાય દિયા. ટેક.
એક પ્રાન તન દો દેખનમેં, જહાંન જહાંને રહ્યા ન ઢકયા. જાંનિ૦—૧
આશુક આશુક દોનોં પરસ્પર, સુખ દેખેતેં જહાંન ટિકયા. ,, ૨
દયા પ્રિતમ ! તુમ મેરે–મેં તુમરી, દિલ દોનોંકા છબમેં છકયા. ,, ૩

૪–પદ–રાગ ભેરવી.

**पतियां पठाउं** કોઉ મધુપુર જાય, કોઉ રે બતાઓ, પિયુ ખબર પ્હોંચાય.
પતિયાં૦
(સાખી) તુમરી હમરી યોં બની, જૈસી મિરચ બરાસ;
મિરચ બિના ન બરાસ રેહે, મિરચ બરાસ ન પ્યાસ. પતિયાં૦ ૧
હમકું પ્યારે આપ હો, આપહિ કુબજા પૂર; ,, ૨
જ્યોં મધુકર પંકજ પ્રિયે, પંકજકૂં પ્રિય સૂર. ,, ૩

૫–પદ–રાગ હોરી.

**प्यारि तेरि सारि** બસંતિ બની હે, દેખી પ્રસન ભયે ગિરિધર પીય;
જરી કિનારી, મોર પરે પલ્લવ, રંગકી અટક બની હે. તેરિ સારી૦—૧
તૂં અલબેલિ રસિકવર બાલમ, ત્રિભુવન મુકુટમની હે. ,,

૬......વિરહ વેદનાનું પદ-રાગ-કાલિંગડો-ગત દીપચંદી.

**ધાઓ રે,** લાલનકું લેઆઓ રે (૨) ટેક.
મોકું લેજાઓ રે, કોઉ મેરા જિયરા બચાઓ રે... ધાઓ રે૦—૧
પિય દરસ-પરસ બિના નાંહી મુઝે વ્રેહવ્યાહો રે,
હે રોગ ઓર-ઓખદ ઓર કરત-કયા બ્યાહો રે... ,, ૨
લગે મેરે હૃદય બિચ નેનસે નેનકે ધાઓ રે.
**દયાપ્રિતમ** મિલનકે મલમ બિના, નાંહિ ઓર ઉપાયો રે... ,, ૩

૭......રાસ વિષેનું પદ-રાગ **ખમાયચી.**

**આજ** રંગ રસિયોજી ખેલે બિંદ્રાબન.
પિયાપર ઉમંગ, પ્યારિ રાધાજીકો સંગ... રંગ રસિયોજી૦—ટેક.
રાસ રચ્યો વ્રજલાડિલાની સંગે, વ્રજસખિયોની સંગે,
નાચે નંદલાલ, વાગે તાલ ને મૃદંગ; ચંગ ખંજરી ઉપંગ,
મળ્યો સારંગીનો સંગ... ... રંગ રસિયોજી૦—૧
**શ્યામસુંદર છબિ નિરખિ મુગટપર,** કિર્તિકુમારી ઉઠિ બેઠિ જઇ ન્યારીઃ
આ શ્યો દયાપ્રિતમનો સંગ ! જી નાચમાં બે ઢંગ.× રંગ રસિયોજી૦—૨

૮......બંસિની તાલાવેલીનું પદ- રાગ-**પુરવી.**

**મદન મોહનકી,** એ મોરલી મદન મોહનકી.
બાજત ઓરકી નાંહીં. ટેક.
સુનત મોં જિયરા હર્યો, તબતેં જાનિ-એ મદન મોહનકી... બાજત૦—૧
તા બિન હોઈ ન એક રસ મુરછા, હાંનિ હાંનિ સપ્ત સૂર તીન ગ્રામ,
**દયાકે પ્રિતમ બિન**—રાધે રાધે!
હાંનિ હાંનિ, ઉમડ ઘુમડ સપ્ત સૂર તીન ગ્રામ, સોહિયે મદન મોહનકી...,, ૨

૯......બંસિની તાલાવેલીનું બીજું પદ-રાગ-**રેખતો**

**बंसिके बजाने वारे**! મેરા દિલ કયોં ચુરાયા ?
મેરા દિલ કયું ચુરાયા, મેરા મન કયોં ચુરાયા ?
બેનોંકે બજાને વારે, મેરા દિલ કયોં ચુરાયા ? ટેક.
તીં માણુનું સતાનેમેં તેરે હાથ લે કયા આયા ? ... બેનોકે૦—૧

---

× કવિ નાચમાં બેઢંગ જુએ છે-કે **રાસમાં વળી રીસ કેવી ?** હું તેમની આ કવિતામાં બેઢંગ જોઉં છું, કે એકજ કાવ્યમાં ઉથલો વ્રજભાષાનો, અને બાકીની રચના ગુજરાતી-એ કેવા પ્રકારની ધુંન કહેવાય !

મેરી જાન જલાતા હૈ, મેરા જિય જલાતા હૈ,
આપ ખેલતા ખાતા હૈ, હાથ હુનર? **દયાપ્રિતમ** મેહેબૂબ,
મ્હેર ક્યોં ન લાતા હૈ?... ખેંનોકે૦—૨

૧૦......બંસિના મોહનું પદ-રાગ **સોરઠ-ગત દાદરાની.**

**છેલા નેક નેકિ** બાંસુરિ બજાય જા હો. ટેક.
બજાય જા, સુનાય જા, રિઝાય જા હો...... છેલા૦—૧
તેરિ બાંસુરિને મેરી પાંસુરિયાં પ્રોઇ, સુને બિના-ના-સોહાય જા હો. „ ૨
*દોહરો—સીસ મુગટ કટિ કાછની, કર બેનું ઉર માલ,
યહ બાનક સો મન બસો, સદા બિહારીલાલ.
ઇન બંસિને મેરો મંન હર્યો રે, ઘર આંગનાકો સોહાય જા હો. „ ૩
તોરિ રંગ ભરી મુરત, અનંગ ભરી અખિયાં,
દેખે બિના રહ્યો નહિં જાય ભલા હો...... છેલા૦—૪
*દોહરો—અરે કઠિન આહીરકે, મેરિ નેક પીર પહેચાન,
તુજ મુખ દેખનકારનેં, મેંને છોડ દિયા કુલ જહાન.
**દયાકે પ્રિતમ!** મોરી તપ ન બુઝેગી વે,
અબ લે તું હસિ હિયસોં લગાય જા હો...... છેલા૦—૫

૩—**રાગ અને કાવ્ય ચમત્કાર,** બંન્નેમાં સરસ, એવી કવિતાઓ.

**૧......કાફી-રાગની-હોરી.**

(**નાથ** કૈસે ગજકો બંધ છોડાયો.)—**એ** રાહનું પદ.
**જુઠી ચોરિ** લગાઈ, મૈયા! મોહે જૂઠી ચોરી૦—ટેક.
કછુ કછુ યાકિ મેં ગૌન નહીં દોહૂ, તાતે એ ધૂન મચાઇ;
યાકે જિયાકી તૂં નહીં સમુઝત, મેં સમઝૂં મોરી માઇ.—મૈયા૦
ચલી પરસ્પર મેં ના માની, હિય કછુ મુખ કછુ ગાઇ;
દયા પ્રિતમ ગોપી હિત હિયકો, લખી મ્હેરી મુસકાઇ—મૈયા૦

**૨......હોરીનું પદ-રાગ હાલેરો.**

**કૈસે હોરી ખેલો** પીયાજી રે, આજ મોકું જીતો તો જાઉં બલીહારી,
લલાજી રે...કૈસે હોરી ખેલો૦—

* આ નીશાનીવાળા બે દોહરા-"બીહારી સતસૈ" માંથી લઇ-રણછોડ જોશીએ, આ કાવ્યમાં ઉમેરેલા છે. કવિ દયારામના નથી. એમ વડોદરાવાળા સદ્ગત વ્યાસ પ્રાણશંકર વૈજનાથ દ-કા-સુ-ને પાને ૨૪૨મે ટીકામાં લખે છે.

કાલ અચાનક તુમ જીત ગયે, હમ જાને નહીં ગીરીધારી,
અબકે આઓ તો મરદ કહું લાલા, ઐસી મારૂં પીચકારી. પીયાજી રે૦—
માર ગુલાલકે બ્હાવરે બના દઉં, તો મેં ખરી બ્રિજનારી,
આંખ આંજ ચોરી સારી પ્હેનાયકે મેં, દુસરી બનાઉ રાધા પ્યારી! પી૦—
ઘુઆકે પલટે બંસી છીનાય લઉં, હારે કેહેવાઉં બનવારી;
તબ અપને મુખસે કહોરી દયા પ્રીતમ, જીતી હે ભાન દુલારી. પીયાજી રે૦—

### ૩......હોરી. રાગ આશાવરી.

**નંદ મેહેરજુકે મ્હેલ** મચી ધુંમ, રસિયોજુ ખેલે હોરી. ટેક૦
કમલન માર મચ્યો હે પરસ્પર, મોહન ભાનું કિશોરી;
બસે નિરંતર દયાકે દ્રગનમેં, રસ ઉન્મત યહ જોરી. રસિયોજુ૦—

### ૪......ઇશ્કની–લાવણી.

**ઇશ્કકે મ્હેલ** મત ધસો કોઈ, દુરહિતે ભલા હે, અંતર ઝાલ અગનકી જી.
બડે શયાંને પંડિત દિવાને, સુઝે ન દેશ અપના,
ઐસિ હે રીત લગનકી જી૦—
( ઘોંસા )–પ્રેમકે પંથ નહીં પરના, પરે મરનેસેં ન્હૈ ડરના;
લાજકા ઝાઝ ડુબા દેના, જહાંનમેં બદનામી લેના,
લગન લગ પીછૂ પચ મરિયે, ન છૂટે નિશદિન જિય જરિયે.
સોહુ બ્યાજ શક્તિ લાગી, દયા લગી હરિસેં, બડભાગી જી-રટ તુંહી તુંહી.

### ૫......પદ ૯ સું–મારવાડી ભાષાનું–રાગ સોહણી.

**થેં કોણ મંત્ર સાધ્યો**, રાધા પ્યારિજી! થેં કોણુ? ટેક૦—
દેવરા દેવપેં તું સેવા કરાવત, એસો કોન દેવ આરાધ્યો?
રાધા પ્યારિજી!૦— ૧
સિંધુ સુતાકો મિલત ન મંત્ર એ, કોણુ ગુરૂસો થાંને લાધ્યો? રાધા૦—૨
દયારો પ્રિતમ પ્યારો, અજિત થેં જીત્યો, રંગ છે જી, અબધ થેં બાંધ્યો.
રાધા૦— ૨

### ૬......પદ ૧૦ સુ. રાગ–હિંડોલ.

**પ્યારી રાધે**–ગોવિંદજીકો હિંડોરડો. ટેક૦—
ઝમક ઝોટા થામે અજથેં તોં ઝૂલે મોકો રાજ...હિંડોરડો...પ્યારી૦—૧
**રંગ ઝુલાવતિ આનંદ મગ્ન નવલા બ્રજવામ,**
ઝુલત મનમોદ સહિત, શ્યામા અરૂ શ્યામ... હિંડોરડો...પ્યારી૦—૨

**૭.....પદ ૧૧ મું. બંસિના મોહ વિશે. રાગ પુરવી.**

**આલીરી**! બંસી મોહનકી બાજે રી. ટેક૦—
તા બિન હોય ન એક મુરછન, સપ્ત સૂર ઓર તીન ગ્રામ. બંસિ૦—૧
આગે બજિ સો ઓર ગોપકી, અબકે બજૈયા જાને સુંદિર સ્યામ. „ ૨
દયાકે પ્રિતમ સબકે સુખદાયક, બૃજ જુવતિન મનપૂરન કામ. બંસિ૦—૩

આ પછી, કુદ્રષ્ટિ, તેમાંથી લેવાનો બોધ, ડાકોરમાં ગાયેલી કવિતાઓ, અને શ્રીનાથજીમાં રહીને કરેલાં કાવ્યો વિગેરે વાંચવાનાં છે, જે નીચે પ્રમાણે છેઃ-

સુંદરિઓથી સૌ કોઇ મોહિત થાય છે, અને કવિ દયારામ પણ વિવ્હળ થઇ ગાતા કેઃ—

૧ "કાચના ફાંનસમાં દિપક જેવો ચળકે રે,
સુંદરિના વેંણુમાં, તેવો રતિરસ ઝળકે રે".

૨ +માધવ મુકી માનુનિમાં મોહ્યો,
રાજસ ધર્મે જો ભાઇ જાગી, રાવણ સરખો રોયો... માધવ૦-

૩ કોણ જનમ્યું એવું જગતમાં, જેને માયા ન વળગી,
કૃપા કરી કૃષ્ને તારિયા, તેથી કીધી છે અળગી... કોણ૦—
કેટલાકને ડરપાવે દૂરથી. કોઇને ઢોળી રે પાડે,
કોઇને હડશેલે હળવી રહી, કોઇને કર અડકાડે... કોણ૦—
કોઇ પુરણ, કોઇ પોંણા, કોઇ અરધા, કોઇ પામાં,
કયહું આંનો, કયહું એંશ પણ, નહિં કોઇ વણ પરસ્યામાં... કોણ૦-

૪ સાખી—"નારી નર ચિતચોર છે, નર નારી ચિતચોર;
તે બંધેનું મન હરે, નટવર નંદકિશોર-"

૫ વળી આ પુસ્તકના પ્રકરણ ૪ માં આપેલી કવિતા—"લોચન મનનો ઝઘડો" પણ અહીં વાંચવી બંધ બેસ્તી લાગશે.

પેહેલી જાત્રાએથી પાછા આવ્યા પછી, **લગ્નની ના પાડનારી કવિતા.**

કાફી રાગનું પદ.

("મુખડાની માયા લાગી રે—મોહન ત્હારા"...એ મીરાંબાઇના પદની રાહે ગાવાની કવિતા.)

વરિયે તો સામળિયો વરિયે, વરિયે તો પાતળિઓ,
વરિયે તો છબિલો વરિયે રે...ચતુર વર... ટેક૦

---

+આ પદ કવિયે-સુરદાસજીનું-" માધોજુ ! મન માયા બસ કીનો
લાભ હાનિ કછુ સમુઝત નાંહી..."
એ પદ વાંચીને લખી કાહાડયું હશે-એમ સમજી શકાય છે.

સંસાર તો સરવે જૂઠો, શું થાશે રૂઠો કે તૂઠો ?
તેને તુચ્છ જાંણી ફરિયે રે · ચતુર વર૦—૧
જેને પરણ્યે દુઃખ જાય, અખંડ હેવાતણુ થાય,
તેની સાથે પ્રીત કરિએ રે... ચતુર વર૦—૨
સંસાર તો સરવે ખોટો, પાંણી માંહેનો પરપોટો,
ફુટી જાશે ન્હાંનો મ્હોટો રે... ચતુર વર૦—૩
દયા પ્રિતમ કેરો વ્હાલો, નાગર એ નંદલાલો,
તેનો સાલો કરી મ્હાલો રે... ચતુર વર૦—૪

કવિએ, લગભગ તમામ કવિતાઓ, શ્રીકૃષ્ણ નિમિત્તે રચેલી છે; પણ યાત્રામાં રહીને, શ્રી શંકર ભગવાનને અંગે પણ, બે પદ રચેલાં હાથ લાગે છે. તે નીચે પ્રમાણે છે.

## પદ પેહેલું. રાગ કાફી.

### શ્રી શંકર ભગવાને કરેલી સ્તુતિ.

માઈ તેરા બાલાકું દેખનકું મેં આયા રે. ટેક.
ચાહું ના અંબર હમ હે દિગંબર, પીતાંબર ચિત ચાલાવે. માઇ૦—૧
ચાહું ના ચંદન લગાય તેરે નંદન, હમ તો ભભૂત લગાયાવે. „ ૨
ચાહું ના ભીચ્છા અજાચક દીન્છા, પરમાનંદ પદ ધ્યાયાવે. „ ૩
ચિરંજિયો માઇ તેરા બાલક, મેરે જિય સુખ છાયાવે. „ ૪
દયા પ્રિતમજીકે ચરન પરસ રજ, શંકર શીશ ચઢાયાવે. „ ૫

## પદ બીજું. રાગ કાફી.

ભોલે શંકર ! કૃષ્ણ દરસ શુચી પાયા હે. ટેક.
ગદ્દગદ કંઠ ભયે પુલકિત તનું, નયન નીર બહાયાવે. ભોલે શંકર૦ ૧
તાંડવ નૃત્યમેં મન મગનસોં, શિંગી નાદ બજાયાવે. „ ૨
જાૂઠ ન જાંની ગોરજ જીવન, સો સંકર સુખ પાયા હે. „ ૩
દે આસીસ *દયા પ્રભુજીકું, અલખ જગાય સધાયાવે. „ ૪

---

* એના બે અર્થ છે. ૧ કવિ દયારામના પ્રભુજીને...એવો, અને બીજો...કવિ દયારામ પ્રભુરામ એવો.

બીજી યાત્રામાં, શ્રીનાથજી મુકામે દર્શન કરતાં, કવિએ ગાયેલી કવિતા.

**"શ્રી નાથજીનું વર્ણન."** રાગ સોરઠી મલ્હારનો ગરબો.

"વર્ષાઋતુ વહી ગઈ રે, ઓખા! રમતાં રંગ-વિલાસ"—એ ઓખા-હરણના રાગની રાહપર ગાવાનો ગરબો.

× × ×

મોહન મધુરાકૃતિ શ્રીનાથજી રે, નટવર નંદકુમાર;
મોહ પામે સૌની મતી **શ્રીનાથજી** રે, નિજજન પ્રાણાધાર. ૧
મોર મુકુટ મણિએ જડયો ,, , કુંડળ લળકે કાન;
મનોહર મોતી વેસરતણું ,, , શોભે છે ×ભિનવાન. ૨
†લલિત ત્રિભંગી છેલડા ,, , મદન મનોહર રૂપ;
આનંદ ધન અલબેલડા ,, , અખિલ ભુવનના ભૂપ. ૩
જિવન ગોપીજન તણું ,, , રસિયા જનના રાય;
નિરખ્યે સુખ પામે ઘણું ,, , મન મોહે લોભાય. ૪
તિલક સુભગ કેસર તણું ,, , પાદાકૃતિ દીસે છે ભાલ;
શોભા સલુણા વારિજ વંદનની ,, , વારૂ સુંદર શિરપેચ લાલ. ૫
કંઠે કૌસ્તુભ મણિ ઉદિતી ઘણી ,, , ઉર ભ્રગુલાંછન વામ;
કંચનમાળા મોતી રતિ બની ,, , વૃંદાવન અભિરામ. ૬
પીતાંબર કટિ મેખળા ,, , શોભા ન્હેં કોઇ તૂલ;
ગળે અંગદમણિ નિર્મળા ,, , મુદ્રિકા જડિત અમૂલ. ૭
મોહના મોરલિ કર ગ્રહી ,, , તીલ કમળ એક હસ્ત;
વ્રજવનિતા મ્હોવૈ રહી ,, , સ્વરૂપાનંદ મનમસ્ત. ૮
નેપુર ચપળ ચારૂ ચરણમાં ,, , ઘુઘરીનો ઘમકાર;
લાભ ઘણો છે એના શરણમાં ,, , પરમાનંદ ભંડાર. ૯
*જાંમો જરી, પટકો ભરજરિ ,, , આભ્રણ અંગ અનૂપ;
પ્રતિઅંગે ચિત માધુરિ ,, , સ્વરૂપ તણુંજ સ્વરૂપ. ૧૦
ધન સર્વસ્વ ભક્તજન તણા ,, , લોચનના શણગાર;
દયા પ્રિતમજી સોહામણા ,, , જીવન પ્રાણાધાર. ૧૧

---

× ભિનવાન=પાણીદાર. † ત્રિભંગી=વાંસળી વગાડતાં જેનું અંગ ત્રણ ભાગે વળેલું દેખાય છે, એવા શ્રીકૃષ્ણ-ડોક, કટી, અને પગ—એ ત્રણ ભાગની વળેલી સ્થિતિવાળુ જુઓ શ્રી 'મુરલિધર'નું ચિત્ર. * જામે જરી, પટકો ભરજરી=જરિયાનનો જાંમો, અને તે ઉપર ભારે કસબી ઉપરણો.

સાત વરસની બીજી યાત્રામાં, કવિને લુંટારા પકડીને કેદ કરે છે, ત્યાં કેદમાં રહીને કવિએ કરેલી **પ્રભુપ્રાર્થનાનું** પદ.

રાગ કાલિંગડો.

શું કહિયે શ્રીજી! ? શરણ પડયાને સંતાપો.
એ મ્હોટું કૌતક! દુષ્ટ વિમુખ સુખ આપો. શું કહિયે ?૦—ટેક.
પોતાના કીધા પાંડવ સાધૂને સંતાપ્યા,
અતિખળ દુર્જન કૌરવને, સઘળા વૈભવ આપ્યા. „ ૧
હરિશ્ચંદ્રને વિશ્વામિત્રે માહા દુ:ખિયો કીધો,
તે કૌશિકને દંડ તમે કશો ના દીધો... ... „ ૨
અજામેલ, ગુણિકા, વશ્યાં વૈકુંઠ ગમે છે,
વ્હાલો વૈષ્ણવ હનુમાન, ભૂતળમાં ભમે છે. ... „ ૩
શિશુહત્યારી પુતના ઉપર, દયા ભાવ લાવ્યા,
શુકમુનિ સરખા સાધુ, વૈકુંઠે ના વસાવ્યા. ... „ ૪
**સંત પિડયાની ટેવ તમને પડી છે,**
કોણ જાણે તેમાં વસ્તુ રૂડિ શી જડી છે ? ... „ ૫
તમને ઠપકો દેતાં કાળજડુ મ્હારૂં ધ્રુજે,
**દયો કહે મુને બહુ દુ:ખમાં, હરિ ભજવા નવ સૂઝે.** „ ૬

ત્રીજી વખતની જાત્રાએ જતાં કવિએ કરેલું મંગળાચરણ.

**શ્રી ડાકોરનાથજીનું ભજન.** પદ-રાગ ભેરવી.

**દરસન દેના** હમેં ઠાકૂર ડાકોરવારે. ટેક.
દરસન કો ફલ ચરન રહે ચિત, માયામેં ન ભમે... દરસન૦—૧
પ્રેમ-લચ્છના ભક્તી દીજે, દુરબુદ્ધિ ના દમે ... „ ૨
દયા કે પ્રીતમ, નિત નેંનન નિરખું, પલ પલ સીસ નમેં „ ૩

કવિ દયારામે ૧૨ વરસની લાંબી મુદતની કરેલી તિર્થયાત્રા (એકંદરે પેહેલી ત્રણ જાત્રાઓ ભેગી કરીને આમ કહેલું છે–) માં જોયેલાં તીર્થોનું વર્ણન—"તીર્થાવલિ" એ નામથી ઓળખાવેલું છે. "રસિક વલ્લભ" પદ ૩ થી ૯ સુધીમાં એ વર્ણન આપેલું છે. તે વર્ણન માટે જુઓ વાંચો—

"પ્રાચીન કાવ્ય માળા" ગ્રંથ ૨ સને ૧૮૯૦-કવિએ પોતે કરેલી કેટલીક તિર્થયાત્રાનું વર્ણન, એ-**તિર્થાવલી**માં આવી જતું હોય, એમ લાગે છે. જુઓ વાંચો –

(ઢાળ) મ્હેં પ્રથમ (શ્રી) યમુના પુનિત જળ, કર્યું શુદ્ધ સ્નાન;
શ્રી ગોકુળ મથુરાં વૃંદાવન, ગિરિરાજ દરશ મહાન. ૧
વન બાર, ઉપવન ચોવીસ, રાવળ વરસાંણું નંદગ્રામ;
ચોરાસી કોસ પરિક્રમા, વ્રજ નિરખ્યા કેશવરામ. ૨
પછિ ગયો નિમિષારણ્ય, બ્રહ્માવર્ત સૌરભ ક્ષેત્ર;
ત્યાંથી ગયો માયાપુરિ, હરિદ્વાર પરમ પવિત્ર. ૩
કર્યું સ્નાન શ્રી ગંગાજીમાં, પૂજિયા પ્રભુ તતખેવ;
જ્યાં પધાર્યા છે દયા પ્રીતમ, શ્રીમદ્ વલ્લભ દેવ. ૪

## પદ ૪ થું.

ત્યાંથી હું હિમાલય ચઢિયો જી, શ્રી બદ્રિનાયક પદ પડિયો જી;
જે નર નારાયણ મહાધામ જી, તપ્તકુંડ ત્યાં પૂરણ કામ જી. ૧
અલકનંદા ને ગંગા વ્યાસ જી, મર્જન કીધું મન ઉલ્લાસ જી;
ત્યાંથી કેદારેશ્વર દેવ જી, ગંગોત્રિ નાહ્યો તતખેવ જી. ૨

(ઢાળ) તતખેવ માનસરોવર નાહી, ગયો શ્રીકુરૂક્ષેત્ર;
શ્રી સરસ્વતીમાં સ્નાન કરી, હરિ નિર્ખિયા ભરી નેત્ર.
શ્રી મુક્તનાથ શ્રી હરિક્ષેત્ર ને, પુલહાશ્રમ પવિત્ર;
ગલ્લકી શાલિગ્રામ શ્રીહરી, ભક્તજનના મિત્ર.
શુચિ પંચહદ કૌશિકી નદી, નદ સોળ તીર્થ વસંત;
પછી પુણ્યક્ષેત્રાનંદ મુક્તા, ક્ષેત્ર છૂટે જંત.
શ્રી જનકપુર શ્રી અયોધ્યાપુરી, સ્નાન સરયૂ તીર;
શુચિ સ્વર્ગદ્વારી ઘાટ જઇને, નિરખ્યા શ્રી રઘુવીર.
ત્યાંથી હું ગયો પ્રાગરાજ, ત્રિવેણી સંગમ સ્થાન,
શ્રીવેણી–માધવ પૂજિયા, વટ અક્ષયતીર્થ મહાન.
પછી ચિત્રકુટ પવિત્ર સ્થળ, જ્યાં વસ્યા સીતારામ;
જન દયાપ્રીતમ પૂર્ણપુરૂષોતમ સહુ સુખધામ.

## પદ ૫ મું.

પછી શ્રી કાશીપુરમાં જઇને જી, શ્રીગંગા નાહ્યો શુચિ થઇને જી;
પૂજ્યા શ્રી વિશ્વેશ્વર દેવ જી, બિંદુ–માધવ કીધી સેવ જી.
પંચકોશી યાત્રા કીધી જી, પાવનપુરીને પરિક્રમા દીધી જી;
ક્ષેત્ર ગયા જઈ કીધાં શ્રાદ્ધ જી, પુર્વજ તરિયા ટળિયા બાધ જી.

## કવિ દયારામે મુકામ કરેલો—એવાં કેટલાંક તિર્થસ્થળો.

(૧) શ્રી ~~[illegible]~~ કાશીક્ષેત્ર -



(૨) શ્રી ~~[illegible]~~ મથુરાજી -



(ઢાળ) ત્યાં બાધ ટળિયા સકળ, કીધું ફલ્ગુ સરિતા સ્નાન;
શ્રીગયા ગદાધર પૂજિયા, પદ વિષ્ણુ સહીત મહાન.
પછી ઝાડખંડી વૈદ્યનાથજી, પૂજ્યા જ્યોતિર્લિંગ;
પછી કપિલદેવજી અર્ચિયા, જ્યાં ગંગા સાગર સંગ.
વૈતરણીક્ષેત્ર ગયો પછી, મ્હાનદી શુચી જળસ્નાન;
પછી શ્રીસાક્ષીગોપાળ નિર્ખિયા, વિપ્ર કન્યાદાન.
પછી શ્રીપુરૂષોત્તમપુરી ગયો, નિર્ખિયા શ્રીજગન્નાથ;
બળભદ્ર, સુભદ્રા, સુદર્શન, દર્શન ચારે સાથ.
મહા મહાત્મ્ય મહાપ્રસાદ લીધો, ચતુર્ભુજ હોય જંત;
મહોદધિ ઇંદ્રદ્યુમ્ન નાહ્યો, જયહાં પુણ્ય અનંત.
શુચિ માર્કંડેય શ્વેતગંગા, વાટે કૃષ્ણનું દર્શ;
જન દયાપ્રિતમ શ્રીપુરૂષોત્તમ, ક્ષેત્ર અતિ ઉત્કર્ષ.

## પદ ૬ ઠું.

પછી ગયો આદ્યકૂર્મક્ષેત્ર જી, મજ્જન દર્શે શુચિ તનું નેત્ર જી;
વળતી નિરખ્યા ગિરિપદ્મનાભ જી, સહ્યાદ્રિ નરહરિ લખી લાભ જી.
મંગળ ગિરિ શ્રીપણા નૃસિંહ જી, પિયે પ્રત્યક્ષપણે શ્રીરંગ જી;
ગોદાવરી વેણુસરી સ્નાન જી, રૂપ હદે, મુખ હરિગુણ ગાન જી.

(ઢાળ) ગુણગાન ગોવિંદ અજપદ, પાપ રહે નહિ લેશ;
આગળ શેષાચળ શિખર નિરખ્યાં, રાજે, શ્રીવ્યંકટેશ.
પછી ટળેટિમાં ત્રિપતિપુરી, શ્રી રામચંદ્રજી ભ્રાજે;
પછી કાંચી–શિવ વિષ્ણુપુરી, શ્રીવર્દરાજ વિરાજે.
શુચિ પક્ષીતીર્થ ને કામકોષ્ટિ, કુંભકર્ણ સુક્ષેત્ર;
નદી કાવેરી શ્રી રંગસ્વામી, નીરખી સફલિત નેત્ર.
પછી દક્ષિણ મથુરાં દ્વારકા, નિર્ખિયા રાજ ગોપાળ;
શ્રીરામ પોઢયા નિર્ખી નવગ્રહ, પૂજિયા લઘુ કાળ.
શ્રી સેતુબંધજી રામેશ્વર, પૂજિયા અઘ દુઃખ ભંગ;
પછી ધનુષ્યતીર્થે સ્નાન કીધું, ઉભય સાગર સંગ.
તુંગભદ્રા કૃતમાળા પયસ્વિની, તામ્રપર્ણી નીર;
હોય સ્નાન પાને દયા પ્રીતમ, કૃષ્ણ–ભક્તિ ધીર.

## પદ ૭ મું.

નિરખ્યાં હરિ તોતાદ્રિ ધામ જી, શ્રી આદિકેશવ અભિરામ જી;
મેહેલ કોટામાં શ્રી હરિ રૂપ જી, કુમારીકન્યા ક્ષેત્ર અનૂપ જી.
પદ્મતીર્થ પંચાસર ક્ષેત્ર જી, અનંતપુર શ્રીપંકજ નેત્ર જી;
પદ્મનાભજી શ્રીસહનામ જી, જનાર્દન શ્રીપૂરણ કામ જી.

(ઢાળ) છે પૂર્ણ કામ શ્રીરંગનાથજી, ચલપલરામજી નામ;
શ્રીસ્વામીકાર્તિક, ગોકર્ણેશ્વર, પંપાસર અભિરામ.
શ્રી શૈલ શિખરે મલ્લિકાર્જુન, પછી નિરખ્યાં શ્રી કૃષ્ણચંદ્ર
પછી પંઢરપુર શ્રીવિઠ્ઠલેશ્વર, ચંદ્રભાગા તીર;
નદી ભીમરથી શ્રીભીમાશંકર, કૃષ્ણા નિર્મળ નીર.
શ્રી મહાલક્ષ્મી કોલ્હાપુર, પછી સપ્તશ્રૃંગી દેવી;
શ્રી ગૌતમી ગંગા પુનિત પય, દેવ મુનિજન સેવી.
શ્રીત્ર્યંબકેશ્વર નીલગિરિ, કનખલતીર્થ શુભ નામ;
નાહી નિરખ્યું સ્થળ પંચવટી, લક્ષ્મણ સહ સીતારામ.
દંડકારણ્યની યાત્રા કરી, પછી સૂર્યતનયા સ્નાન;
**જન દયાપ્રીતમ પ્રિયા ભગિની,** તીર્થ પરમ મહાન.

## પદ ૮ મું.

નદી પયોષ્ણી મજ્જન કીધું જી. રેવાસાગર નાહી પય પીધું જી;
પરશુરામ લોટેશ્વર તીર્થ જી, ભૃગુક્ષેત્ર નાહ્યો શુભ અર્થ જી.
યજ્ઞ કર્યાં જ્યાં બળિ બડભાગી જી, શ્રીવામનજી ભિક્ષા માગી જી;
શુકલતીર્થ ઇશ્વર ઓંકાર જી, રેવોરી સંગમ મહાત્મ્ય અપાર જી.

ઢાળ—છે અપાર મહિમા ચંડિપુરી, શ્રીશેષશાયી ભગવાન;
શ્રી વ્યાસક્ષેત્ર ને શુકાશ્રમ, શૂલભેદ ક્ષેત્ર મહાન.
ૐકાર નાથજી નિરખિયા, નર્મદા નિર્મળ સ્નાન;
માહિષ્મતીપુરી પરમ પાવન, શાસ્ત્રમાં એમ ગાન.
પુરી અવંતી મ્હાકાળેશ્વર, ક્ષિપ્રાતીર્થ પાવન;
શ્રી દ્વારિકાપુરી પછી ગયો, જ્યાંહાં સદા જગજીવન.
ગોમતીસાગર ચક્રતીર્થે, કર્યું સ્નેહે સ્નાન;
પછી શંખોદ્ધાર બેટે નિરખિયા, કૃષ્ણ શ્રીભગવાન.

શ્રીત્રિકમ–માધવ પુરૂષોત્તમ, નિર્ખિયા કુંવર કલ્યાણ;
રૂક્મિણી રાધા જાંબુવંતી, સતભામાદિ પ્રભુપ્રાણ.

વિધિવત્ કરી સહુ નારાયણસર, તીર્થ અતિ ઉત્કર્ષ;
પછી પિંડતારક પ્રભાસ નાહ્યો, સુદામાપુરી દર્શ.

કૂપ દામોદર ગિરિનાર યાત્રા, જીર્ણગઢ જ્યાં ગ્રામ;
જન દયા પ્રીતમ ભક્ત સ્થળ, નૃસિંહ મેહેતા નામ.

## પદ ૯ સું.

સોરઠ સોમેશ્વર સુર સેવા જી, નાગેશ્વર ઘુષ્મેશ્વર રેવા જી,
અરબુદાચળ અતિજ પ્રલંબા જી, આરાસુરમાં દેવી અંબા જી;
સિદ્ધપુરે હું વળતો ધાયો જી, સરસ્વતી પ્રાચી જળ પૂત ન્હાયો જી,
બિંદુ–સરોવર મજ્જન કીધું જી, ગોવિંદ–માધવ દર્શન દીધું જી.

ઢાળ— લીધું પરમ સુખ ડાકોર, ગોમતી સ્નાન પૂરણ કોડ;
સાક્ષાત શ્રી દ્વારકાપતિ, નિરખીયા શ્રી રણછોડ.

મહીસાગર નાહી પાવાગઢ, કાલિકાદેવી સેવ;
પછી મેવાડ જઈ પૂજ્યા, શ્રી એકલિંગજી મહાદેવ.

પછી શ્રીજીદ્વારે હું ગયો; જે પરમ પાવન ધામ;
મ્હેં નિરખિયા શ્રીનાથજી, પરબ્રહ્મ પૂરણ કામ.

સહુ તીર્થગુરૂ પુષ્કર તીર્થ, ત્યાં સ્નાન કરી હરીદર્શ;
ચર્મણ્વતી વેદિકા સુર નદી, નાહી પામ્યો હર્ષ.

પછી વ્રજમંડળ ફરી આવીયો, એ મુખ્ય નામોચ્ચાર;
જો વિધીવત્ વર્ણન કરૂં તો, થાય ગ્રંથ વિસ્તાર.

એ કહી પુનિત તિર્થાવળી, શ્રદ્ધા સુણે વા ગાય;
તો દયા પ્રીતમ કૃશ્ન રીઝે, સહુ તીર્થ ફળ થાય.



## પ્રકરણ ૩.

## રિખળની કવિતાઓ.

દ. ૨. મા. ભાગ ૧ પ્રકરણ ૩ નંબર ૪ વાળી કવિતાઓના અનુસંધાનમાં-જુઓ વાંચો—" સાઠોદરી નાતના ગીતસંગ્રહ " માંથી બીજો નમુનો. (૨) ચોરાશી ન્યાતની જમણવારના અવલોકનનું ગીત.

×તેડાવો **સાઠોદરી નાત**-
સાઠોદરા હળવુંશું બોલે, વરણાગીમાં હીંડતાં ડોલે-૨૩

તેડાવો વડનગરી રે નાત—
વડનગરીનો વાંકો અંબોડો, એના પરણ્યાને ચઢવાને ઘોડો—

તેડાવો **વિસલનગરી નાત**—
છુટાં લટિયાં ને વીલાંશાં મ્હોંય. વીસલનગરા હોય કે ન ન્હોય! ૨૫

તેડાવો ઔદિચ બાવન વીર-જેણે મોઝયણે પ્હેરાવ્યાં ચીર,
ન્હાની હોય ત્યારે પ્હેરાવે વાડી, મ્હોટી થાય ત્યારે મૂકે કાઢી.-૨૭

તેડાવો રે મોઢ મેવાડા નાત ન્હાની, ને જુવા જુવા વાડા,
તેડાવો ઓદાંણું કોદાંણું, જેની નાતમાં સરવે સમાણું-૨૯

તેડાવો ઓસવાળની રે નાત—
ઓસવાળ આછી પછેડી રે ઓઢે, ચોટે બેશી ચોળાફળી ફોલે-૩૦

તેડાવો **દિશાવાળની નાત**—
દિશાવાળની નાત લાડકડી, જમવા જાય ને ચોરે વાડકડી-૩૨

તેડાવો સોનીની રે નાત—
**સોની ગદ્દિયાંણે એક વાલ ચોરે, સગી બેન ભાણેજ ન મ્હેલે-૩૩**

તેડાવો ખડાયતા ખડખડતા-ખભે ખડિયા ને હીંડે રઝળતા-૩૪

તેડાવો **પાટિદારની નાત**-ચોરે બેસે ને પટેલ કહેવાય ઘેર કોદરી વાલ બફાય-૩૫

તેડાવે કડિયાની રે નાત-જેણે ઊંચા ચણ્યા રે અવાસ—

---

× ગામ પરગામમાં-જમીને ઘેર જતી નાતોની ખાસિયતોના નિરીક્ષણ પછી રચાયલુ-આ નાતોના આમંત્રણનું ગીત, કડી ૨૩ સાથે ૨૭-૩૪ અને ૩૬ સરખાવતા એક સરખી નહીં એવી-પદ્ધતિના દોષવાળું જણાશે. એ ખામી કવિની કે નકલ કરનારની, તે હાલ ૧૫૦ વરસ જેવા લાંબા વખતે, ચોકસ કહી શકાય નહીં. પણ છે તે સ્થિતિમાંએ, તે સુલલિત રીતે ગાવાને હરકત પડતી નથી-એ તેની ખુબી છે.

## પ્રકરણ ૪.

### બીજી ભાષાની કવિતાઓ.

### ૧......મારવાડી ભાષાનાં કાવ્યોમાંથી. પદ-૧.

થારિ નથ ડારો મોતિ ઝૂંમણુ લળકે છે. ટેક.
દેખી મોહ્યો છે બ્રિજમોહન પ્યારો, ચુંબ્યો કલેજામેં સલકે છે. થારિ૦—
બાન દુલારિ થારા મુખરી શોભા, ચંદન સરસ ધની ચળકે છે. „
કહી ના શકે દયો વે બાંનક જબ, મંદ મધુરો મુખ મલકે છે. „

### ૨......પદ. રાગ-સોહણી.

થારી લોહણિયારી, નોકા નંદલાલ,
ચુંનિ માકા હૈરામાં સલકે ગુમાનિડાજી! થારી૦—ટેક.
મૃદુ મુસકાની થાકી મીઠી લાગે છે,
તે અલટ ઘુઘરવાર અલકે. ગુમાનિડાજી! થારી૦—૧
મોહનિ મુરત માકો મન હર લીનો,
મુખલગી લગત તે પલકે. ગુમાનિડાજી! થારિ૦—૨
દયારા પ્રિતમ! થારિ છબ પર મોહી,
જુલ્મિ જોબનિયો થારો ઝલકે. ગુમાનિડાજી! થારિ૦—૩

### ૩......પદ. રાગ-કાલિંગડો. ગત ઠુમરીની.

થારા નેંણુરો પાંણિડો માને લાગડો રે. થારા૦—ટેક.
કાંઈ કરે ઓખદ બૈદ બિચારો,
થારા બિરહડો લાગ્યો માને દાધડો રે. થારા૦—૧
કલ ન પરે પલ, જિયો મોંકો તલસે,
ઇસો પિડે થારો અનુરાગડો રે. „ ૨
દયારા પ્રિતમ, થેં જિવાડા તો જીવાં,
થાકે હાથે માકો તાગડો રે. „ ૩

### (૨) પંજાબી-ભાષાનાં કાવ્યોમાંથી-પદ ૧ રાગ-ખમાચ.

જિંદડી તું સાંડે, ના લગી માંડે પ્યારે,
લગી માંડે પ્યારે, મારો ભલા બંસિવાલે...... જિંદડી૦—ટેક.
નંદ દે સાંવલડે, તેડા રૂપ્પે મોહી, નેંનદી તાકાંને મોરી પુંસલિયાં પ્રોઇ;
સાડી જાંન દેદાં યારો, તુજ સાનકો...... જિંદડી૦—

### પદ ૨ રાગ કાફી-ગતકુંઅરીની.

મત છાંડવે અસાનુ મરજાદીવ, સુન બનવારિવે. અસાનુ૦—ટેક.
હુવા ક્યોં બેદરદી, તું દરદવાલે, દિલ તું,
દયા સોઈ ક્યોં વે મ્હેર ના દેવે. સુન૦-અસાનુ૦—૧

### પદ ૩ રાગ ખમાયચી. ગત લાવણીની.

ચંદા જ્યું ઝલકે (૨)
રાધે પ્યારી તું સાંડા, શ્યામા પ્યારી તું સાંડા;
મુખડાજી મુખડા હો. ચંદા૦—૧
મુખ બિચ બીડા, નથ હીરા નંગ જડિયા હો;
બિથુરી અલકસોં લળકે. ચંદા૦—૨
તેરે મુખચંદ્રકે ચકોર દયાપ્રભુ; છબિ લખ પરત ન પલકે. ચંદા૦—૩

### પદ ૪ રાગ-ભૈરવી ગત-કુંઅરીની.

જગ સબ જાદુ કેહેતા, મેંના માંનદી રે,
નટવર પ્યારે નેંનુદા, જાદુ જાનદી રે....... જગ સબ૦—ટેક.
સારી ખલકદા ચંદ્ર મથત હે રે, મન મથત છબિ કાંનદી રે. જગ સબ૦-૧
*દયાપ્રભુ મુરત બિમ્બકું મોહની, પરસે ના જાપેં ગ્રંથી જ્ઞાનદી રે. „ ૨

### (૩) ફૂંકડાં મસ્ત-હિંદી કાવ્યોમાંથી-પદ ૧. રાગ-ભૈરવી.

હમતોં કૃષ્ણ છબીલો ગાવે, નિર્ગુન બ્રહ્મ હમેં ન્હેં ભાવે. હમતો૦-ટેક.
જલકું કા સુખ હોય જલપાંના? લવન કહા સુખ સિંધુ સમાના? „ ૨
જામેં દાસભાવ છુટિ જાવે, જુગલ નહિં વ્હાં કા સુખ પાવે? „ ૨
પાધ આસ સિર છેદઇ ડારે, સીસ ગયે પધિયાં કહાં ધારે? „ ૩
દાસ સદા હમ, શ્રીજીસ્વામી, માંગે દયો ગુરુપદ સિર નાંમી. „ ૪

### પદ બીજું.

શ્રીકૃષ્ણ હમારા પ્યારા, ગોપાલ હમારા પ્યારા, સબ સિરદારા... શ્રીકૃષ્ણ૦
અગનિત અંડકે કરનેવારા, પાલન પોખન ફિર નિસ્તારા;
સબમેં ઓર સબનતેં ન્યારા, કોઉ ન પાવત જિનકો પારા... „

---

* "દયાપ્રભુ મુરતબિમ્બકું મોહની"—કવિના આ વાક્યમાંથી ત્રણ અર્થનું સૂચન થાય છે. તે નીચે પ્રમાણે:—

૧ દયારામ પરભુરામ કવિની મુખાકૃતિ જે જુએ તેને મોહ પમાડે એવી છે.
૨ દયારામ કવિના પ્રભુ શ્રીકૃષ્ણની મુખાકૃતિ જગતને મોહ પમાડે તેવી છે.
૩ કવિએ કાવ્યને છેડે પોતાનું તથા પોતાના બાપનું નામ લખી જણાવવાની યુક્તિ વાપરેલી છે.

મોરમુકુટ પીતાંબરધારા, મદન મનોહર મોરલીવારા;
નખ શિખ નટવર રૂપ અપારા, ત્રિલોક સુંદર ભવ સિનગારા... શ્રીકૃષ્ણ૦—
પ્રપન પારિજાત દુઃખહારા, અધમ ઉદ્ધારન દિન ઉદ્ધારા,
+લલિત ત્રિભંગી નંદકુમારા, રાધાજી હે જિનકી દારા .. „

× × × ×

નિત બિંદ્રાબન કરત વિહારા, જાન દયારામ ઉરહારા... „

## પદ ૩. ગોકુળચંદ્રના ભજનની લાવણી.

પ્રથમ નામ લઉ ગુરૂ ગોવિંદકા, આનંદમંગલકારી; ધ્યાન શ્રી ગોકુલચંદ્રકા જી.
પ્રથમ ચરન સરોજ ચિત લગાઉં, સકલ સંતનકે યેહિ સિદ્ધાંત શ્રુતિ છંદકા જી.
(ધીંસા) મેરા પ્રભુ કૃષ્ણચંદ્ર બંકા, જગતમેં હે જિનકા ડંકા;
બ્રહ્મા સિવ સેસ સીસ તોરા, ઉસી પર નહિં કોઇકા જોરા.
સીસ પર મોરમુકુટ રાજે, મધુર ધુનિ, મુખ મુરલી બાજે;
દેખિ મુખ કામ કોટિ લાજે, ગોપિકામંડળ મધ્ય ગાજે.
નામસોં પાપ તાપ જાવે, ધ્યાંનસોં મનવાંછિત પાવે.
યહી ફાંકડા મેરા માશુક, દયા ઉસી પર અખંડ આશુક જી.
રટ તુંહી તુંહી......

## પદ ૪. રાગ–ભૈરવી.

હમ સાકાર ઉપાસી વે, સબ ગોકુલકે બાસી વે. ટેક.
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે,
નિર્ગુન બ્રહ્મ સો ધામ હે ઉનકા, સમુઝત સમઝનવારે... હમ૦—૩
જગકર્તાકું રૂપ નહીં તો, જગકું કાંહાંતે આયા ?
કારન જેસા કારજ હોવે, ન્યાયશાસ્ત્રમેં ગાયા.... હમ૦—૫
નિરાકાર કહે દૂર નિવાસી, નિકટી અવયવ દેખે,
તેજોમય રવિ જક્ત કહત પરિ, અરૂન રૂપ ક્યોં પેખે ? હમ૦—૬
રૂપ બિના કરતૃત્વ બને નહિં, દિવ્યરૂપ શ્રુતિ ગાયા,
કર મુખ બિન ક્યોં બંસિ બજાઇ, પાઉં બિન ક્યોં બન ધાયા ? હમ૦—૭
ભક્તનેત્ર ભૂષણ શ્રીમદ્ રાધાવર શ્રીકુંજબિહારી,
દાસ દયાકે પ્રાણજીવન ધન, શ્રી ગોવરધનધારી.... હમ૦—૧૦

---

+ એક લીંટી મુળ નકલ કરનારની સરતચુકથી લખવી ગલત થએલી હોવાથી આ કડી તુટક સ્થીતિની રજુ કરવી પડેલી છે.

ઉધો! તુમ અદ્વૈત બ્રહ્મ કહો નિરાકાર ગુનહીને,
પ્રેમીજનકો પંથ નહીં, હમ શુષ્કગ્યાનિ તુમ ચિન્હે... હમ૦—૧
મિલબો અરસ પરસ ભલ કહિયે, હિલમિલ બાંનિ બિચારા,
મુંદે નેંન મૃતક બરાબર, ઉદાસ ધ્યાન તુમારા... હમ૦—૨

પદ ૫ રાગ સોહણી—ગત—દીપચંદી.

ચરન શરન ગિરિધરન હમારે, તાહિકો ભરોંસો, કછુ ઓર નહીં બલ હો...ચરન૦—
સાધન ધર્મકી અલ્પ ન આશા, બને તહુ ભલ, નહિ બને તહુ ભલ હો... „
દયાકે પ્રિતમજુકો અનન્ય આશરો, તિનકે પ્રતાપ સાચે સાધુ, ખરે ખલ હો...„

(૩) મરાઠી પદોમાંથી—નરસિંહ મ્હેતાની હુંડીનું પદ—

પહાવે બાયમ નરસિંહ મેહેતાચે. વલ્લભ દેવાચે—ટેક.
જિર્ણુગઢ વાસી, વિપ્રજાતી, નાગરાચી જ્ઞાતી,
ભેટિલે ભગવંત, અદ્દ્ભુત ભાંતિ; અખિલ વિશ્વખ્યાતી—
રાસ પાહિલા, પ્રત્યક્ષ હરિચા ઘેઊની દીપિકા—બલ પ્રેમાચે... પહાવે૦ ૧
પુત્રાચે લગ્ન કૃષ્ણે કરવિલે; મૈસાળા દીલા,
વચના સાઠી પાઉસ પાઢવિલા પિતૃશ્રાધ કેલા;
દિલી દક્ષિણા મોહર સોન્યાચી. વિપ્ર તોશલે—યશ ભક્તાચે... પહાવે૦—૯
મેહેતાજીચે નિંદક નાગર ફાર, કેલા અપકાર,
તેવ્હાં, તે સધળે ઝા'લે માહાર, પાહા ચમત્કાર!
ઝકે મારૂનિ, જોડુનિ આલે કર; પડલે પાયિં, નિંદક હો ત્યાચે. „ ૧૧
એસે કોટયા વિધિ કેલે કામ, મેહેતાચે ધામ,
ઝાલે વશીભૂત સુંદરશ્યામ, મ્હણે જન દયારામ;
કાય સાંગૂ ભક્તિ નરસિંહાચી, સખીરૂપ પ્રિય શ્રીકૃષ્ણાચે... „ ૧૨

ખમાયચી રાગનું ભજન—ગત ઠુંમરીની.

શ્રી ગોપીજન વલ્લભા રે, હે શ્રી વલ્લભ દેવા!
વિઠ્ઠલ માય બાપા! માલા કરૂં ધાવિ નિજ સેવા...શ્રી ગોપીજન૦
દેવા! એવડી કૃપા કરાવી, શ્રી હરી કૃપાવંત,
પતિત પાવના રે, આષ્ટ ભગવંત ... ... „
શિવ ધરીતો નિરંતર, તુઝે રૂપાચા ધ્યાંન,
શેષ કરિતો સદા, કૃષ્ણ કિર્તિચા ગાન. ... „
પદ્મા પદ સેવન, કેલી વૃંદા નીવાસ,
શરણ શરણ તુઝે, આલે કોટયાવધિ દાસ ... „

દેવા માઝે હૃદયાકુન, અવિદ્યા કાઢાવે,
તિથે આપુણ અસાવે, હેચ સંપત્તિ દ્યાવે... શ્રીગોપીજન૦—

દેવા ! નકો પાહુ માઝી કરણી, પાહા બ્રીદ તો તુઝા,
અનાયાસ આત્મસાત, મલા કરૂ વિણુ પૂજા... „

હેચ પ્રાર્થના રાધિકેશ ! પુર્ણ કરા વ્રજરાજા,
એકદા સાંગ માલા, દયા તું દાસ માઝા... „

## રાધિકાજીની સ્તુતિ–ગત લાવણીની.

યા વૃષભાનુ સુતા રાધિકા, રહિત બાધિકા,
કૃષ્ણચંદ્રાચી પ્રાણવલ્લભા, ચરણ કમળીં, ચરણ કમળીં;
માઝી મતિ લૂભા– યા વૃષભાનુ૦– ટેક.

શ્રીકૃષ્ણ પ્રભાવતિ સુતા, સકૃત વસ્તુતા,
રાધિકાજી અસુ અવિનાશિચે, કૃષ્ણ આત્મા, શ્રી રાધિકાજીચે;
યુગ્મ રૂપ લીલાળા સાટી, ભક્ત સુપૂરણ ગોડ વાટી,
માલા દ્યાવી પ્રેમદૃઢ ભક્તિ, વ્યસન આસક્તિ;
કરની પ્રભુ ! શરણાગત આપુલ્યા, અવિદ્યારૂપી કાઢાવી બલા,
દાસાનુદાસ દયારામ, યુગલચા ગુલામ;
મ્હણે યશદાર પુઢે નિજ ઉભા–ચરણ કમળીં,
ચરણકમળીં, માઝી મતિ લૂભા ... ... યા વૃષભાનુ૦—

## શ્રીકૃષ્ણના ભજનનું પદ.

કૃષ્ણ તું માઝા યજમાન, શ્રીકૃષ્ણ તું માઝા યજમાન૦–ટેક
દિન મી યાચક યાચના કરીતો, કરા કૃપેચા દાન... કૃષ્ણ૦–
સહજ કૃપાળુ નામ આહે તુજા, નિગમ કરીતો ગાન... કૃષ્ણ૦–
મજકડે સાધન કિંચિત નાંહી, ભક્તિ સુવૃતિ જ્ઞાન... કૃષ્ણ૦–
દયા દયાવર એવઢિ કરાવી, ભજન ગુણામૃત પાન... કૃષ્ણ૦–



# જાહેર ખબર.

---

તૈયાર છે—નીચેનાં પુસ્તકો—સચિત્ર.

કવિ દયારામ સંબંધી.



૧ દયારત્નમાળ ભાગ પેહેલો-
૪ થી આવૃત્તિ-કિંમત રૂ.
૧—૦—૦ પોસ્ટેજ જુદું.

૨ દયારત્નમાળ ભાગ બીજો-
પેહેલી આવૃત્તિ. કિંમત રૂ.
૧—૦—૦ પોસ્ટેજ જુદું.

૩ કવિચર્ચામાળા ભાગ ૧-૨-૩
(ભેગા) બીજી આવૃત્તિ કિંમત
રૂ. ૧—૦—૦ પોસ્ટેજ જુદું.

☞ પણ એકી વખતે.

આ ત્રણે પુસ્તકો લેનારને, એમાંનું ગમે તે એક પુસ્તક, અડધી કીમતે મળશે; અને પોસ્ટેજમાં લાભ થશે. માટે વેહેલા થાઓઃ—

To forget is to regret. The books speak for themselves. Look sharp.

આ પુસ્તકો મંગાવી લેવાનું ઠેકાણું નીચે પ્રમાણે છેઃ—

ભોળાનાથ બાપાલાલ કંથારિઆ.

સાંકડી શેરી-રૂગનાથ બંબની પોળ—અમદાવાદ.

## પ્રકરણ ૫.

### સ્ત્રીમંડળમાં કવિની હાજરી.

### લોચન મનનો ઝઘડો. રાગ-રામગ્રી.

લોચન મનનો રે–આ ઝઘડો લોચન મનનો. રસિયા તે જનનો રે...લોચન૦–
(સાખી) પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ ?
મન કહે લોચન ત્હેં કરી, લોચન કહે તુજ હાથ. ઝઘડો૦—૧
મન—નટવર નિરખ્યા નૈન ત્હેં, સુખ આવ્યું તુજ ભાગ્ય,
પછિ બંધાવ્યું ત્હેં મૂજને, લગન લગાડી આગ્ય. „ ૨
લોચન—હે મન ! તુજ આધીન હું, જ્યાં પ્રેરે ત્યાં જાઉં,
સહુ ઇંદ્રિનો તૂં ધણી, હું તુજ દાસ કહેવાઉં. „ ૩
મન—સુંણુ ચક્ષુ હૂં પાંગળું, તૂં મ્હારૂં વાહન,
નિગમાગમ કયહું સાંભળ્યું, દિઠા વિના ગયું મન ? „ ૪
લોચન—ભલો કરાવ્યો મ્હેં તુંને, સુંદરવર સંજોગ,
મુને તજી તૂં નિત મળે, હૂં સહુ દુઃખ વિજોગ. „ ૫
મન—*વનમાં વ્હાલાજી કને, હું રહુછું સુંણુ નેન,
પણ તુજને વણુ મેળવ્યે, હું નવ ભોગવું ચેન. „ ૬
લોચન—ચેન નથી મન કયમ કહે ? ભેટે શ્યામ શરીર,
દુઃખ માહારૂં જાંણે જગત, રાતદિવસ વહે નીર. „ ૭
મન કહે–“ હું ધીકૂં હદે, ને ધૂમ્ર પ્રકટ ત્યાં હોય,
તે તુંને લાગે હે નયન !, તેહથકી તૂં રોય. „ ૮
બેહુ આવ્યાં બુદ્ધિ કને, તેણે ચુકવ્યો ન્યાય,
મન લોચનનો પ્રાણ તું, લોચન તૂં મન કાય. „ ૯
સુખથી સુખ, દુઃખ દુઃખથી, મન–લોચનની રીત,
દયાપ્રિતમ નંદલાલશૂં, બેહુ મળ્યેથી પ્રીત. „ ૧૦

**ચાતુરીના ગરબામાંથી.—**

ખરી મેહેનતનું દ્રવ્ય જોડીયે, નીચ નજર ના કરીયે જી;
પાછળથી પસ્તાવો ઉપજે, હાંશીથી તો ડરીએ... શીક્ષા૦ ૪
સાહસ કર્મ ન કરીએ કદાપી, ડરીએ હાર, જગને મારે જી;
ઉતરેલું જળ મોતિનું ન ચઢે, વળતી કોટી પ્રકારે... „ ૫

---

* વનમાં=વૃંદાવનમાં.

વિના વિચારે કામ કરે તે, પાછળથી પસ્તાયે જી;
બગડી બુંદ તે જે નવ સુધરે, મળે ન જે તક જાયે... શીક્ષા૦ ૭
કરજ કહાડીને ખરચ ન કરીએ, દાઝી ના સહીયે દુઃખ જી;
જેવી સંપત તેવું ભોજન, સદા પામીયે સુખ... „ ૮
આપ વખાણ, અવરની નિંદા, પરપત્નીશું હાસ્ય જી;
અતી ભાષણ કટુ જીભ ચલાવ્યે, મ્હોટપણાનો નાશ... „ ૧૦
સુખ આવે છાકી નવ જઇએ, દુઃખ આવે નવ ડરીએ જી;
આપણથી અધિકને જોઇને, ગરવ કલેશને હરીયે... „ ૧૧
લોભીજન ધનવડે સાધીએ, ગરવી જોડી પાંણ જી;
મુરખનું મન ગમતું કરીએ, પંડિત સાચી વાંણ... „ ૧૨
લાખ ગમાવી સાખ રાખજો, સાખે મળશે લાખ જી;
લાખ ખરચતાં સાખ ન મળે, સાખ ગયે સહુ ખાખ... „ ૧૬
મળી સ્હેજ પોળી નવ તજીએ, દુર મોદીક અભીલાષે જી;
ઉછંગ સુત અળગો કેમ કરીએ ? ઉદર ગર્ભની આશે... „ ૧૭
સ્હાંમાને શોભા આપ્યેથી, આપણે શોભા આવે જી;
પતિ-સુખ શોભા તે સ્ત્રી કરે જેમ, સ્ત્રીને પતિ દરશાવે.... „ ૧૮
જે કરતાં પરિણામે હાંની, તે કારજ ના કરવું જી;
આપણી પ્હોંચ પ્રમાણે સઘળે, સમજી ડગલું ભરવું... „ ૧૯
કૃશ્નવિના કોઇથિકી કદાપી, જારપ્રિત ના કરીયે જી,
ગળે પડી છુટે નહીં કેમે, પાપ તાપ પચી મારે ... „ ૨૨
કામ વિવેકે કરીયે કદાપી, કષ્ટ પડયું તે માંહે જી,
તે પછી હરીઇચ્છા એમ લેહેવું, હરખડવું નહીં ત્યાંહે ... „ ૨૪
જે ભાવે જે પૂછે તેને, તેવો ઉત્તર દઇએ જી,
ભાષણમાં ભીતરનું હારદ, સ્હેજે સમજી લઇએ ... „ ૨૬
*જે વીના ચાલે ના તેની, મરજી રાખી રેહેવું જી,
સમો આપણો સમજી લેવો, ભુલ્યું બગડયું સેહેવું ... „ ૨૭
×તન મન વસન સુવિમળ રાખીયે, આળસ ક્રોધ ન કરવો જી,
પરદુઃખ દેખી પ્રસન ન થાવું, પાખંડ ધર્મ ન ધરવો... „ ૨૮
મોટા જનની અદબ રાખવી, બાળને શીક્ષા દેવી જી;
ગુરૂજન સેવા, દયા દીનશું, સ્ત્રીને વશ કરી લેવી.... „ ૨૯

---

* રતનબાઇ સંગે મળેલો અનુભવ. × કવિની સુઘડ રેહેવાની ટેવ શિરોનો ઈસારો આ કડીમાં કરેલો છે.

મોટા સાથે નવ બગાડવું, નીચ ભલાઇ ન સારી જી;
નૃપ, યોગીનો નહીં આસંગો, ક્ષણમાં કરે ખુવારી... શીક્ષા૦—૩૧
નમી બીતે પરનાળો બારી, નવ ઠરવું તે હેઠ જી;
*નગ્ન ભ્રષ્ટ તન કળી પસ્તાવો, વણુ સ્વારથની વેઠ... „ ૩૨
જાર જુગારી તસ્કર વ્યસની, વિશ્વાસે નવ રેહેવું જી;
વેહેવારે વેપારે લજ્યા, નવ ધરવી સ્ફુટ કેહેવું... „ ૩૩
દંપતી વચ્ચે દુત ના થાવું, કુડી સાખ ન ભરવી જી;
ના કરીએ અરી કેરી ચુગલી, અધરમ પક્ષ ન કરવી— „ ૩૬
માણુસ જોઇને કામ પાડીએ, મુરખ મીત્ર ન કરીએ જી;
હઠ ના કરવી ખોટી વાતે, કુરને દૂષે મરીએ... ... „ ૩૭
મધુરી વાંણી વદીએ સૌથી, ઉદર રાખીએ ઊંડુ જી;
મળ્યા મનુષ્યને પ્રાંણુ આપીએ, કોનું ન કરીએ ભૂંડુ ... „ ૪૦
કદળી, ઢોલ, કુટીલ જન, કાંટી કુટયા વણુ ફળ નાપે જી;
દુષ્ટની સ્હાંમા સાધુ ન થાવું, થાતાં અતી સંતાપે ... „ ૪૪
ગુણુવંતને ઇતરાઇ ન કરવી, વૃદ્ધપણે લાલાઇ જી;
ગુમાન ગરજ સમે નવ ધરવું, ભાગી જાએ ભલાઇ ... „ ૪૮
પર ઘર જઇને દુઃખ ના રોવું, કોઇ ન થાયે વિભાગી જી;
પાછળથી પસ્તાવો ઉપજે, ભાર જાય સહુ ભાગી ... „ ૪૯
પર ઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવું જી;
ગુંજ કરંતા હોયે બે જણુ ત્યાં, વણુતેડયા નવ ઘસવું... „ ૫૦
×રીતે પણુ ખોટાની સાથે, વાદ ન કરવો વાતે જી,
ખરાબ ઠામે પથ્થર નાંખી, છંટાવુ નીજ હાથે... „ ૫૨
કલેશની ઊપર કલેશ રાખવો, ક્રોધની ઉપર ક્રોધ જી,
મન મોહ મદ મત્સર ના ધરવો, મનને કરવો બોધ... „ ૫૪
સકળ ચાતુરી એક વચનમાં, કહુ છું સહુ સાંભળજો જી,
હરી, ગુરૂ, હરીજન સેવી સમરી, જનમ મરણુથી ટળજો... „ ૫૭
મન ભાવે તે આશ્રમ માંડો, મ્હારે નહીં લેવા દેવા જી,
દયો કહે મ્હારે તે મ્હોટો, જે કરે કૃષ્ણની સેવા... „ ૫૯

* નગ્ન, ભ્રષ્ટ, તન, કળી પસ્તાવો=નાગી, અગર તો સુંદર, પણુ ભ્રષ્ટ દેહને જોઇ, વિહ્વળ થવાનું પરીણામ, આ કળિયુગમાં પસ્તાવામાંજ આવે છે. × નિર્દોષ કવિનું આ કેહેવું, પોતાની થતી લોકનિંદાને અંગે સંભવે છે.

## ગૂઢ અર્થની એક શૃંગારી ગરબી.

મોહનલાલજી રે, માહારા જીવન પ્રાણજીવન,
હું બલીહારી રાજ ઘણી ખમા.
દાસી તમ તણી રે, તમને સોંપ્યું તન મન ધન... હું બલીહારી૦—
મનના માંન્યા છો રે, જીવુંછું હું શ્રીમુખ જોઇ,
પીયરે સાસરે રે, વ્હાલું તમ સરીખું ન કોઇ... હું બલીહારી૦—
ચંદ્ર ચકોરને રે, ઇચ્છે ત્યમ તમને મુજ નેણ,
કેવા વ્હાલા છો રે, કેહેતાં આવડતું નથી વેણ... હું બલીહારી૦—
રસિયા રૂપાળા રે, નટવર નાગર નંદકિશોર,
સદગુણ સાગર છો રે, મીઠડાબોલા ચિતના ચોર... હું બલીહારી૦—
એકો વિધિ ઓછા હો રે, તો હું કાંઇ એક વાળું મન,
પુરણ સહુ વાતે રે, કોહો કેમ છૂટે લાલ લગન?... હું બલીહારી૦—
સુનો હું દેખું રે, પ્રભુજી તમ પાખે સંસાર,
પ્યાલો ઝેરનો રે, પાઓ તોયે ન ખસે પ્યાર... હું બલીહારી૦—
હરખું છૂં ઘણી રે, મારો હરીજી ઝાલો હાથ,
પ્રીત નિભાવજો રે, નીત ન માગું બીજું નાથ... હું બલીહારી૦—
ટાઢક અંતરની રે, માહારા પ્રાણજીવન આધાર,
પ્રીતમ દયાતણા રે, માહારા લોચનના શણગાર... હું બલીહારી૦—

આ ગરબી સદાચારી સ્ત્રીઓ ગાય, અને સાંભળનાર પોતાની મલીન વાસના દૂર રાખે, તો અવશ્ય, **મીરાંબાઇનો ભક્તિભાવ** સ્ફુરે, એમાં શક નથી.

**પ્રેમપરિક્ષાની ગરબીમાંથી**—આ કાવ્યમાં ગોપીયો ઉદ્દવજીને પ્રેમનો ઉપદેશ કરતાં કહેછે કે—

ઓધવજી છે અળગી રે, વાત એક પ્રેમતણી,
કોઇ અનુભવિ એ જાણે રે, કેહેતાં ના આવે બણી.
મૂગે સક્કર ખાધી રે, ગુંગાને સ્વપ્ન થયું,
તેનું મન જાણે રે, બીજાને ના જાય કહ્યું.
નીમ સઘળા નાસે રે, પ્રેમ જ્યારે વ્યાપે,
જેને નિદ્રા આવે રે, તે ઉત્તર ક્યમ આપે?
જેનું જ્યાં ચિત ચોટ્યું રે, તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમાં રે! ચકોર ભાવે ખાયે.

રીત પ્રીતની એવી રે, જેનું સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યા રે, તેના અવગુણ આંણે.
મોટી મનની મોહની રે, પ્રીતથી બીજી ન મળે,
જડ પણ જુઓ લોઢું રે, ચમકને દેખિ ચળે.

લજ્જા શુધ બુધ સામ્રથ રે, પ્રેમી જનમાં ના ટકે,
મધુકર વાંસ કોરે રે, કમળ ભેદી નવ શકે.
દ્રષ્ટિ પ્રીતને માટે રે, પતંગ દીપકમાં બળે,
જાય પ્રાણ પોતાનો રે, તોયે સ્નેહિને મળે.
વિખના વ્યસનીને રે, સાકર પણ સુખ ના કરે,
પય પાંણિથી ઉત્તમ રે, મિન તેમાં નાંખ્યે મરે.

જેનું જ્યાં મન માંન્યું રે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂં રે, ના આવે તેની આંખ તળે.
બે વૈરાટનાં લોચન રે, ઇંદુ ભાનું ભેદ હશો ?
કંજ કરમાય ચંદ્ર રે, ફુલે રવી મન વશ્યો
છે અગમ પંથ એવો સ્નેહનો રે, ઉદ્ધવજી નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે, જોગ લાગે મીઠો.

તમારા હરી સઘળે રે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે.
અભીમાન તજીને રે, ઓધવ ગોપી પાય પડયા,

× × ×

## બીજી એક સુંદર શૃંગારી ગરબી.

એરિ એરિ ! એ બેંદી કાં સમાર દિનિ વે...ટેક.
લાડિલિ ! લાલ બેંદા બીચ મૃગ મદ,
સુંદિરસ્યામ પિયે હિયરા હર્યો વે... એરિ એરિ૦—
બાલ બિંચ મિત્રજાનું અલિ અલિ બાલ બસે;
સુ સુમાલજી સો તિન હિય ગરવ હર્યો વે... એરિ એરિ૦—
નખ શિખ પ્રતિ અંગરૂપ, માધુરિ અકથિત અનૂપ;
લખ લજ્યો મનોજ ચંદ મંદ હર્યો વે... એરિ એરિ૦—
અતિ પ્રબીન જાન રાય, લલિતા ન જાય;
સો [illegible] પ્રિતમ તેરે, [illegible] પર્યો વે... એરિ એરિ૦—

**એક અપ્રસિદ્ધ કવિતામાંથી**—પદ રેખતો. ગત દાદરાની—
ગફ્લતમેં મુઝે છાંડકે, તુમ કહાં ચલે ગયે?
પિયુ પ્રાન હમારે, બૃજરાજ દુલારે, ગફ્લતમેં૦—ટેક
સબ ગોપી મંડલ છાંડીકે, મોકું લાયે અકેલી;
કરી પ્યારી, કુંજબિહારી, મોંસું કરી હે કેલી
ફીર પરાયે ભયે! ગફ્લતમેં૦—
અપનીઇ પ્રાન પ્યારી, તો છાંડની નથી,
જો છાંડની હતી તો મુઝે, સખનકી સાથી
કૈસે નમ્હેરે ભયે? ગફ્લતમેં૦—
યોં તપતી હતી એતેમેં, આઈ સબ સખી;
સબ ચકિત ભઈ ચિત્રવત્, વો રોવતી લખી.
દયા પ્રિતમ ના અયે. ગફ્લતમેં૦—

**ભાવાર્થ**—સમાધીમાં એક તાર થતી મનની સઘળી સદવૃત્તિઓના સમૂહરૂપ ભક્તિ, ઇશ્વર તરફ આકર્ષાયા પછી—વેદ ઇશ્વરનું સ્વરૂપ ઓળખાવવા ઘણુ તરફડયા છતાં "નેતી, નેતી" એમ થાકથી બોલે છે, તેમ ભક્તિ સમીપ આવે છે ત્યારે, ઇશ્વર કસોટી કરવા સકારણ અલોપ થઇ જાય છે. **મરહુમ મહાત્મા ભોળાનાથ સારાભાઇ પ્રાર્થનામાળામાં એજ ભાવાર્થ કહે છે કેઃ**—

"બાંધી છે અવધી ત્યહાં લગી મતી, જીવો તણી ચાલશે,
તેથી પાર ગયે ઘણો ભ્રમ થશે."..............................

એજ રીતે ઇશ્વરે ભક્તિને પોતાની તરફ આકર્ષ્યા છતાં, ગફ્લત= મન અસ્થિર થઇને માયા અથવા સંસાર તરફ વળવાથી, ઇશ્વર અલોપ થયેલા, ભુલાઇ ગયેલા જોઇને, ભક્તિ રડી ઉઠે છે—"ગફ્લતમેં મુજે...એસે ન મ્હેરે ભયે". એવામાં સદગુરૂની વાંણી, સદવૃત્તિ, આદી ભક્તિની સખીઓ તેને રોતી જોઇ મદદે આવી પહોંચી; અને કારણ શોધતાં જણાયું કે, કવિ દયારામના વહાલા એવા શ્રી પુરણ પુરૂષોત્તમ પ્રભુ વિના, તે ઝૂરે છે. કવિ દયારામની પ્રેમભક્તિ અને શ્રૃંગારિ ભાષા આમ સમઝવામાંજ લાભ અને શોભા છે. અન્ય રીતે નહીં.

## લાવણી-બેહાગ.

નાગર નટ રે, મિલ જાઓ મનમોહન પ્યારે.
મેરે પ્યારે નંદદુલારે, લગી યહ રટ રે... મીલ જાઓ૦—ટેક.

તુમે મોહની એનુ બજાઇ, કહો સાંચ ન હમેં ભુલાઇ ?
હમ સબ તજ ધાઈ આઇ, આપ નિકટ રે... મીલ જાઓ૦—૧
હમ રૂપાસક્ત બૃજબાસી, ના બ્યાપક બ્રહ્મઉપાસી,
તાહે કયોં છાંડો અબિનાસી તુંમે અઘટ રે... „ ૨
હમ નિપ્ટ મુગ્ધ બૃજબાલા, તુમસોં કિયો ગરવ નંદલાલા,
સો ક્ષમા કરો બૃજપાલા, હોઈ પ્રકટ રે „ ૩
કિયો કુટુંબ સહોદર બેરી, ભઇ બિના મોલ તુમ ચેરી,
તુમ બિન કોઉ હમે ન હે રી, બિચારો હું ઘટ રે... „ ૪
યોં કહે રોઈ સબ બામા, તબ દયા પ્રકટ ઘનસ્યામા,
સબ લ્યાય લઇ ઉર રામા, યમુના ત્રટ રે... „ ૫

## એક ફાંકડુ શૃંગારી પદ.

શ્રી ગોપાલલાલ પ્યારે (૨), ચંગા મુખડા દિખાતા જા૦—ટેક.
દરસકી પ્યાસી, આંખયાંકી તું પ્યાસ બુઝાતા જા.... શ્રીગોપાલ૦—
ઇશ્ક ચશ્મ ખંજર મારી, કછુ તો મલમ લગાતા જા,
તેરે મિલન બિન જિવન, ઈલ્મ હોવે તો બતાતા જા... „
તેરી તલપ આતસ તલ્પું, મિઠિ બતિયાં સુનાતા જા,
હો દયાપ્રિતમ! બેપરવાહી હોતા હે કયોં? જીવાતા જા. „

એ પછી દ. ર. મ. ભાગ ૧. પ્રકરણ ૫. પાનું ૧૫ લાઇન ૧૧ ની ટીકાના અનુસંધાનમાં—જુઓ વાંચો, લગ્ન માટે બીજીવારની ના પાડનારા પ્રસંગની કવિતા.

## રાગ હરદ્વારી ગતની લાવણીનો.

એક વર્યો ગોપીજનવલ્લભ, નહિં સ્વામી બીજો,
મ્હારે નહિં સ્વામી બજો-રે મ્હારે નહિં સ્વામી બીજો. ટેક
અવર કોઇનું કામ ન મ્હારે. રીઝો કે ખીજો,
કૃષ્ણ કરે તે પ્રમાણુ કારજ, વણુસો કે રીઝો;
પ્રાણ જાય પણ અન્ય કૃતીમાં, મન રમે બીજે ... એક વર્યો૦—૧
સુખી દુ:ખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં,
વિના મૂલનો ગુલામ ઘરનો વેચે ત્યાં વેચાઉં;
એજ ગમ્યો, એથી મન માન્યું, બીજો નવ ચહું,
એના વિણ અવતાર હું કોઇનો, દાસ ન કહેવાઉં.... „ ૨

શ્રીકૃષ્ણ વિના શિર અવર નમે તો, છેદનનો દંડ,
નંદકુંવર વણુ નામ જપે તો, જિવ્હા કરૂં શત ખંડ;
અવર દેવની આશ કરે, અધ ભાજે બ્રહ્માંડ,
અન્ય અમર દરશણુ દોડે પગ, તો પાડું પીંડ.... એક વર્યો૦—૩
હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું ઝરખ હરિ વારી,
હું હારિલ કાઠી હરિ દ્રઢવંત, ધારી તે ધારી;
અનન્ય પતિવ્રત જેને નહિં તે, કહિયે વ્યભિચારી,
શ્રીગુરૂદેવ નભવજો કેહે દયો, સદા ટેક મ્હારી.... „ ૪

## વાંસલડિની ગરબી.

તું છું માનિતિ મોહનતણી—રે હો વાંસલડિ!
તુંને વાલમ કરે છે ઘણું વ્હાલ, રે હો વાંસલડિ!
મીઠો આવડો શો શોર! મોહ્યો નંદનો કિશોર,
ત્હારૂં આવડું શું જોર! ભુંડિ કાળજડું માં કોર .. રે...હો વાંસલડિ૦—ટેક.
પિયે અધરામૃત પિયુતણું, તું હો વાંસલડિ!
મ્હારે શોક્ય સરિખું તું સાલ, રે હો વાંસલડિ! ... મિઠો૦—૧

× × ×

પતિવ્રતાનાં પણુ મૂકાવિયાં, હો વાંસલડિ!
તેં તો છોડવિયાં સતિઓનાં સત્ય, રે હો વાંસલડિ! ... મિઠો૦—૨
વન વન કુંજ કુંજ ફેરવ્યાં, તેં વાંસલડિ!
તેં તો સહુનિ કરિ છે એવી ગત્ય, રે હો વાંસલડિ! ... મિઠો૦—૩
ગાજે ગુમાનભરી આવડી, હો વાંસલડિ!
તુંતો જોનિ વિચારિ ત્હારી જાત, રે હો વાંસલડિ! મિઠો૦—૪
જોતાં તું કાષ્ટજ કેરો કરકડો, હો વાંસલડિ!
તુંને આજ મળી છે ઠકરાત, રે હો વાંસલડિ! મિઠો૦—૫

### ગવૈયાના ગર્વખંડનનું પદ—રાગ દાદરો.

મેરે મન મોહનલાલ! મધુપુરિમેં બસે. (૨)
કહ્યા જાય નહિં વે, રહ્યા જાય નહિં વે. મેરે મન૦—ટેક.
ખાનપાન ભાન ચેન, નહિં મેરે ચિત્તમેં (૨)
કંસ કિંકરિકે ફંદ લાલ ફસે. મેરે મન૦—૧
દયા પ્રિતમજીસોં....કો ..ન.. કહે વાહવાહ (૨)
બલિ કિનિ બ્રજકે સબ લોક હસે. મેરે મન૦—૨

### કવિનાં સખીભાવનાં કાવ્યો. પદ–રાગ–રેખતો.

પરે મત ઇશ્કકે ફંદા, પરે જગ, સોઉ મતીમંદા,
કઠિન હે ઇશ્કકા કિલ્લા, લેવે કોઉ જગતમેં વિરલા.
આગેસોં સિર અપના દેવે, સો ગઢ ઇશ્કકા લેવે,
સહે સબ ખલ્કકી હાંસી, સો તોડે દુઃખનકી ફાંસી.
પિયા જિને પ્રેમકા પ્યાલા, સદા વે રહત મતવાલા,
ખુશીમેં દીન સબ રેહેના, માશુકકો દે ચરન નેંના.
મોહન મેહેબૂબ તુંહી મેરા, ચશ્મ બિચ દીજિએ ડેરા,
સજન તેરી સાંવરી સુર્ત, માધો! તેરી માધુરી મૂર્ત.
તુંહિ સિરદાર મેરે સિરપર, તેરે દિલ ચાહે સો તૂં કર,
આશકકિ યેહિ હે અરજી, ન બુઝિયે માશુકકી મરજી.
ભઈ બિન મોલકિ દાસી, પ્યારાકે દરસકી પ્યાસી,
નિભાવનવારે તુમ યારી, દયાકે પ્રીતમ ગિરિધારી.

### કવિની અભિલાષાનું પદ–રાગ ધોળ.

શ્રીગુરૂ દેવ! મન અભિલાખ જે મ્હારા પૂરશો,
તે દિન ક્યારે આવશે રે? ટેક.
શ્રીજી મળવામાં પ્રતિબંધ છે તેને ચૂરશો.... તે દિન૦—૧
નટવર રૂપ–રસમાં મન માછલડું રમશે,
શ્રીરાધા પદપંકજમાં મુજ મતિ મધુકર ભમશે.... ,, ૨
શ્રીગોકુળ શ્રીવૃંદાવનવાંશી નિરાંતે રેહેશું,
ગોપીજન જુથ મધ્યે રમતાં, જુગલને જોશું ... ,, ૩
હરિના સહુ વલ્લભ, મુજને કિંકરી કરશે રીઝી,
"દયા! તું દાસી મ્હારી," કહી કર સ્હાશે શ્રીજી...,, ૪

### દયાદાસીની પ્રાર્થનાનું એક ત્રીજુ પદ–રાગ ભેરવી.

ટિકા—આ કવિતા કવિએ બીજી યાત્રામાં શ્રીનાથજીથી વિદાય થતી વેળાએ ગાઈ સંભવે છે.

હો શ્રીનાથજી, મોપેં રહે ક્યોં રીસાય? મેરે પ્રભુ સુખદાય....હો શ્રી૦—ટેક.
દરસ પરસકી પ્યાસી, તલપત અખીયાં, શ્રીમુખ દેહો દેખાય ...હો શ્રી૦—૧
દોષ સમુઝકે, દૂર રહત હો, કિંકરી કહો કહાં જાય?... હો શ્રી૦—૨
દાંહાં કરી કર જુરી નક ઘસ કહું, અંચરા પસાર પરૂં પાય.... ,, ૩
કહા બડાઇ પેંહો સમરથ પ્રભુ, દીન દાસી તરસાય. .. ,, ૪
અબલ આસપુરક દયા પ્રીતમ, અબ મોહે લેહો અપનાય.... ,, ૫

### પદ-રાગ-સોહણી.

કોન ગતી મેરિ ધારી ગિરધારિ જી !... કોન ગતી૦—ટેક
લગન અગન બિચ ડારિકે બિસારિ જી. .. „
બિકલ કરી હરિ! સુધ ના લહી ફિરી,
જુડી મીઠી બાંની કરી, કેહેત મોકુ પ્યારિ જી.... „
તુમ તો બિસારિ મોકું, તુમ કૈસે બિસરો ?
આંખ અનિયારિ ચુભી, હિય જ્યોં કટારિ જી.... „
દયાકે પ્રિતમ પ્યારે ઉચિત ન રહો ન્યારે,
મૃદુ મુસકાની ફંદા બિચ ઘેરી મારી જી... „

### —રાગ-રેખતો.—

મદન મોહન પ્યારે મેહેબૂબ મેરા હે,
દીદાર હુઆ જબસેં દયા દિલમેં ડેરા હે. મદન૦—
ઇશ્ક જખ્મ મારી, ભઇ મેં દિવાની,
કોઇ બેલિ ન્હેં સાહેલી, શીખી દિલકી યે જાંની... મદન૦—
ઇશ્કી મેં ઉસીપર, ઓઇ મેરા જીવન,
હુઇ ખલ્ક સારી ખારી, કછુ લગતા હે ન મન. .. મદન૦—
એક યાદ મિઠિ બતિયાં, છતિયાં ફાટ જાતિ હે,
કછુ કહેમેં ન્હે આતા નેનાં ભર ભર આતિ હે... મદન૦—
મતલબકે ગરજી આલમ જાંન કે'લાતે હૈ,
દયાપ્રિતમ બેપરવાહી બલિહાર કે'લાતે હે.... મદન૦—

### રાગ-રેખતો.

એક ખુબસુરત ગભરૂ ગુલ્ઝાર સાંવરા,
તારીફ ક્યા કરૂં ? હે સબ ભાંતિસે ભલા ... એક૦—
ઇસ, નગરકી ડગરમેં મેરા ચિત ચુરા ચલા,
કે'તિથિ સબ આલંમ યે ન દકે લલા ... „
દેખી મુઝે નિધાભર તબસો એ દુઃખ ફલા,
ચિતવનમેં કછુ ટોંના, કીઇ કછૂ કલા.... „
અનંગ આગ લગી, વે તન જાત હે જલા,
જિય જાયગા જરૂર, સૈયાં ! સજન ના મિલા.... „
બુઝતી જો ઐસા દર્દ, બિરહ હે બલા,
તો મેં ઉસિ પલક જાયકે પકરતિ પલ્લા.... „
મિલાઓ કોઇ મેહેબૂબ દૂસરી ન હે સલ્લા,
દયાકે પ્રિતમ બિન મરૂંગી કાટકે ગલા.... „

## પુર્વજન્મના સ્મરણનું પદ.

મ્હારો નેહ લાગ્યો રે, એ સાંવરિયા સાથે;
મ્હારો નેહ લાગ્યો, પાતળિયા સાથે.... મ્હારો નેહ૦—ટેક.
**સાંભરિ આવિ મુંને પ્રીત પુરવની,**
તે અનુભવ આજ જાગ્યો રે, સખિ!... સાંવરિયા સાથે૦—૧
મનનો માન્યો, અંતરનો ઇચ્છયો,
વર મળિયો મુખ માગ્યો રે, સખિ!... સાંવરિયા સાથે૦—૨
દયાના પ્રિતમની સંગે, નિશદિન રમતાં;
ભવનો તે ભય આજ ભાગ્યો રે, સખિ!... સાંવરિયા સાથે૦—૩

કવિનું હાથ લાગેલું **એક અપ્રસિદ્ધ** પદ–રાગ દાદરાની ગતનો.

મેરા પ્રભુ ગિરિવરધારી, મેરા પ્રભુ કુંજબિહારી,
છોડી કયું કરકે પ્યારી, દુઃખમેં ડારી, પ્રાનકે પ્યારે!
હાંહાં રે હો શ્રીજી૦—ટેક.
આપ બિના નાંહિ કો બેલી છોડી બન મોહે અકેલી;
સંગ કો નાંહી સાહેલી, કયોં રહેંગે પ્રાન હમારે?...હાંરે હાંરે હો શ્રીજી૦—૧
દાસી મુજ દોશ નિવારો, બિરહાનલ કાહેકું બારો?
આપકો બર્દ બિચારો, બ્યાહી કયોં છાંડો નંદદુલારે.... „ ૨
રીતિ દેખી કરુના આઇ, યૂથમેં દઇ મિલાઇ;
**દયાને લીલા** ગાઇ, શ્રી બૃજરાજ નંનકે તારે.... „ ૩

## નિંદા કરનારને કવિના જવાબની ગરબી.

**વિચારિજન** તો જારી રમશે, રાખશે રૂદિયા રીશ,
**અવિચારી** જન જારીને તજશે, શું ગાશે જગદીશ!
**કૃશ્નશું જારિ હમારે છે,** જારી કરતાં જિવ તારે છે,
નિત નિત જારિ ઉમંગે રમિયે, જાયે જે પાપી જીવ.
પાછું પગલું ભરિયે ન વ્હાલા, જારી રમતાં થાશું શિવ,
ન્હેં મુક્તિશું પ્રેમનો કેડો રે, વ્યભિચારીને શિઘ્ર તેડો રે.
પતિવ્રતાનો નિમ છે એવો, રમવો સ્વપતિશું રંગ,
નિત નિત પોઢે પાસે નંદલાલો, શીતળ થાયે મમ અંગ.
તેને પ્રેમે કાળજ કોર્યું રે, કૃશ્નસંગે મમ જીવે જોડયું રે,
**દયાના પ્યારા કૃશ્નજી કાહાવે,** કૃશ્નની પ્યારી આ દાસી,
રમું રમાડું પ્રેમે પોઢું; જારી કૃશ્નસું ન્હેં તો ઉદાસી;
**એ વ્યભિચાર નિત્ય કરિયે રે, એથી ભવસાગર તરિયે રે.**

## રતનબાઇના પ્રથમ મેળાપને લાગતી ગરબી.

કવેળામાં અમો નાનકડી નાર, પાંણીડાં કયમ ભરિયે ?
આવે ઓચિંતા દુરિજન કોય, ઘણું ખોટું મ્હારા રાજ. પાંણીડાં૦—
રોક્યો પનઘટ રસિયા રાજ! પાંણીડાં કયમ ભરિયે ?
પીડે લોકડિયાંની ઘણી લાજ, ,,
ઘેલાં કાઢ્યાની તમને છે ટેવ, ,,
હજિ છોકરવાદિ નથિ છૂટી, થયા મ્હોટા મ્હારા રાજ. પાંણીડાં૦—
ધાર્યું થાશે ધીરજ રાખો આપ, પાંણીડા કયમ ભરિયે ?
સમો સાંપડે સૌ સુખ હોશે, ધીરજ ધરજો રાજ! ,,
તોપણ લાજ આજ તજિ કહિયેજી, પાણીડાં કયમ ભરિયે ?
માબાપે અવર કર આપીજી, ,,

## ગરબી–ત્રીતાલી.

આવો અલબેલા રે વ્હાલા! કહોનિ તમો ક્યાં ગયા'તા નંદલાલા ? આવો૦–
સાચ્ચા ક્ષણે ક્ષણે ક્યાં થાશો? ડગલે ડગલે સમ શા ખાશો ? ,,
સંજન હશે તે રાખશે છાંનૂં, લોક તો કહેશે મનનું માન્યું. ,,
જગ્ત રહે ન્હેં જોરે બાંધ્યું, ફાટ્યું ગગન કયમ રેહેશે સાંધ્યું. ,,
બાલમ માંનો કે ના માંનો, એનો મરમ હું લહું છું છાંનો. ,,
સુખ દેખો ત્યાં સુખિયા થાજો, તમારૂં મન માંને ત્યાં જાજો. ,,

## દ્વારિકાંધીશનું પ્રભાતિયું–રામકળી રાગનું પદ.

શ્રીદ્વારિકાંધીસ છો શીશ મ્હારે ધણી, ઇશ ન્હેં અવર વણુ વિશ્વનાથ,
શ્રીગિરિધરણુ તવ ચરણને શરણ છું, જન્મ ને મરણુ હરિ ગ્રહેજો હાથ...શ્રી. ૧
દામ ને ધામ તન વામ શું કામનૂં ? ઠામ વિશ્રામ ન્હૈં શ્યામ પાખી.
ત્હારો હૂં દાસ અવિનાશ તુજ પાસ રહું, વાસ વૈકુંઠનો છું અભિલાખી. ,, ૩
અચળ તવ ભક્તિ રસયુક્તિ સત્સંગ દો, જગતથી દૂર આસક્તિ મ્હારી,
નિધિદયા, ધરિ દયા, જનદયાપર દયા, કર છઉં ત્હારો ગિરિવરધારી. ,, ૪

## ૪૦ વર્ષની વયે ગોકુળમાં ગાયેલું પદ. રાગ ભૈરવી.

કહાં લગી બરનું મેં આપ બડાઇ, તુંમસે તુમ હો ગોકુલરાઇ. ટેક.
મેરી ચૂકકો અંત નહીં–પ્રભુ, તુમરિ ક્ષમા કોઉ પાર ન પાઇ.... કહાં૦–
અનુચિત કરમ કરતહું મેં નિશદિન, તાપર તુમ મોહે દેત ભલાઇ. ,,
જોજો બિધી જનકું સુખ હોવત, સો બિધિ બરદ ધરત હિત લાઇ ,,
તુમ નિજ જાંનિ દયાકો લડાવત, દયો નગ્રન કરી બલ બલ જાંઇ. ,,

## પ્રકરણુ ૬. કાવ્ય નિરીક્ષણ—

**એટલે, પાંત્રીસ વરસની વયે, સ્રીમંડળના માંનિતા થઇ પડેલા, આનંદી, અને સુંદર, કવિ દયારામનાં રચેલાં કેટલાંક સુંદર કાવ્યોની તપાસણી અને માહીતી.**

બાળવયે લખેલુ કવિનું પેહેલું કાવ્ય-હાલ સુધી જાણવામાં છે, તે પ્રમાણે-" પદબંધગીતા " છે. હાલરડું, બાળલીલાના ત્રણ ગરબા, પ્રેમરસગીતા, કૃષ્ણઉપવિત, કમળ લીલા અને રાસ પંચધ્યાયી-આ બધાં કાવ્યો, કવિની તરૂણાવસ્થાનાં આનંદી-સ્વચ્છંદી-વર્તનના ભણકારાની આપણને ઝાંખી કરાવે છે. તે પછી ૧૪ થી ૨૦ સુધીની વયનાં કાવ્યો, કવિની ગદ્ધાપચીશીની કેટલીક ફાંકડી અને કેટલીક મસ્ત વિકારી કવિતાઓ વિગેરે, પ્રકરણુ ૧ તથા ૨ માં જોઈ લઈ, પ્રકરણુ ૫ માં નિંદાખોરોને કવિએ આપેલા જવાબની કવિતા, શ્રીનાથજીની સ્તુતિ, ત્રીજી યાત્રામાં ગાયેલું—" કહાં લગી બરનું મેં આપ બડાઇ, " એ પદ જેવી કેટલીક સુંદર કવિતાઓ વાંચતા, આપણે, દયારામભાઇની ઉમ્મરના ૩૯મા વરસમાં પ્રવેશ કરિયે છીએ તો—

**ત્રીજી યાત્રાએથી પાછા આવી,** ડભોઇ વસતા પેહેલાં, ડાકોર જઇ કવિએ ગાયેલી-ડાકોરનાથની ગરબી, નીચે પ્રમાણેની, હાથ લાગે છે.

રૂપાળા શ્રીરણછોડ છે જી રાજ. રૂપાળા શ્રી૦—ટેક.

રાત દિવસ મન ભમે રસિઆમાં,નિરખવાના ઘણા કોડ છે જી રાજ...રૂપાળા૦—
ઉપમા દેવા નથિ કોઇ બીજું, એ અલબેલો અજોડ છે જી રાજ.... ,,
એને મુકીને બીજાને ભજે જે, તેમાં મેરૂ જેવડી ખોડ છે જી રાજ.... ,,
ડાકોરના ઠાકોર નથી વ્હાલા તે, શ્વાન વૃષભની જોડ છે જી રાજ.... ,,
પ્રગટ સુરજ છે સંસારમાં *દયાપ્રભુ, દેખે ના, ઓળખે ના, તે ઘોડ
છે જી રાજ.... ,,

આ પછી આંણંદથી ડભોઇ સ્થાયી મુકામ ફેરવી, પોતે કરેલી યાત્રાને યાદ લાવી-" **વ્રજમહિમા** " નામનું કાવ્ય કવિ લખે છે. આ ૧૦૫ કડિયોનો ગરબો કવિએ ક્યારે ક્યાં લખ્યો-તે હકિકત હાથ લાગતી નથી; પણ **સ્વમતનો મહિમા વધારવા,** મૃત્યુલોકના વ્રજદેશને-ઇંદ્ર, બ્રહ્મ, કૈલાશ-એ ત્રણે લોકથી વધારે સારો મનાવવાની અતિશયોક્તિ ભરેલી લાલસાને આધીન થઇ, પ્રથમ ઇંદ્રલોક તરફ નજર કરી કવિ ગાય છે કેઃ—

* દયાપ્રભુ=દયારામ પ્રભુરામ.

સુરપુરીની માંહ્ય, નહિં કે ખાવા જો; વ્રજમાં છે રંગવિલાસ, સુખ ઉપજાવા જો.
હવે જોઈએ બ્રહ્મસદન, ત્યાં શું સારૂં જો; હેતુ પુરસ્સર સાર, અમો વિચારૂં જો.
બ્રહ્મસદનની માંહ્ય, હંસ રૂપાળા જો; વળિ માનસરોવર સાર, મુક્તમાળા જો.
ચાર મૂખથી વેદ, બ્રહ્મા ભણુતા જો; તેમાં ઈશ્વિરના ગૂંણુ, સારા ગણુતા જો.

આમ કહીને—એ સર્વને વૃજ સાથે સરખાવતાં કવિ કહે છે કેઃ—

વૃજમાં છે હંસ અપાર, રૂપે રસિયા જો; માનસ સરથી રસાળ, યમુના વસિયા જો.
અહીં કૂડી દૃષ્ટિ જેહ, રૂડી થાયે જો; કરે યમુના મધ્યે સ્નાન, અઘ સહુ જાયે જો.
માનવ દાનવ ને દેવ, હરી વખાંણે જો; વ્રજ બ્રહ્મસદનથી ચઢે હરીજન જાંણે જો.

આહાવો એકતરફી ફેંસલો આપી, કવિ કૈલાસ તરફ નજર દોડાવીને કહે છે કેઃ—

કૈલાસગિરિ દેખાય, દુરથી સારો જો; ગોવરધન ગિરિ લેવાય, નિકટથી ન્યારો જો.
ત્યાં ગણુ હરના ગુણુ ગાય, ગાજી ગાજી જો, અહિં ગોપ કરે કિરતંન રાજી રાજી જો.
હાવાં વૃજમાં એક અધીક, સહુને દાખું જો; શ્રીહરી વિઠ્ઠલરૂપ કઈ પેર ભાખૂં જો.
જેનિ જોડી નહિં જુગમાંહ્ય, દેવમુરારી જો; શંકર વિધિ જેને ગાય, વાત વિચારી જો.

એ રીતે વૃજને સર્વોત્તમ ઠરાવી, કાવ્યને અંતે કવિ કાંઈક પોતાની પણુ થોડી હકિકત રજુ કરે છે કેઃ—

ગુણિયલ ગુર્જર શુભ દેશ, ત્યાંનો વતની જો;
દર્ભાવતી કરી સેવ, વલ્લભમતની જો.
ચંડિપુરિ મહા પાવન જન્મની ભૂમી જો;
છે દયાશંકર નામ, જગ વિખ્યાતે જો.
નર્મ ધર્મ રસાળ, જાંણી ધાર્યો જો;
વલ્લભ કુળમણિ મહા હેત, પાર ઉતાર્યો જો.
શ્રોતાવક્તા સહુ જંન, હરીગુણુ ગાજો જો;
**જો તરવું ભવજળ પાર, વૈશ્નવ થાજો જો.**

આ કાવ્ય લખ્યા પછી, ડભોઈમાં રહીને–૩૯ વરસની વયે, કવિએ કેટલાંક "લીલાનાં અને વિવાહનાં સુંદર–મનહર–કાવ્યો લખ્યાં હતાં; જેની માહિતી આપણે દ–ર–મા–ભાગ ૧ પ્રકરણ. ૧૦ પછી–પાના ૩૧ થી ૫૩ સુધીમાં મેળવેલી છે. એજ પુસ્તકને ૪૭ મે પાને આપેલાં "માનલીલા" નાં ત્રણુ પદોના અનુસંધાનમાં વાંચવા જેવાં જે બે વધુ પદો જડી આવ્યાં છે, તે નીચે પ્રમાણે છે.

### રાગ સોરઠ.

ચાલ વ્હેલી અલબેલિ પ્યારિ રાધે !
તને ત્હારો કા'ન બોલાવે, તને ઘનશ્યામ બોલાવે;
તને ત્હારો પિયુ બોલાવે, સરસ સમય સાધે સાધે... ચાલ વ્હેલી૦-ટેક.
કેસરિ આમિષ તજી તૃણુ કેમ ખાય ?
સ્વાતિ સલિલ વણુ, ચાતક તરસ ન જાય;
વન વિશાખા અગ્રજાજ સીપ ન્હાય, સલિલહીન મીન જિવે ન કાય;
કરિ જો વિચાર, કરિ જો વિચાર, વાર વાર, એજ સાર,
તજિ ઉપાધે ઉપાધે, પ્યારિ રાધે ! ચાલ વ્હેલી૦—

ભાષા વિકારી છે. પણુ પડદો ઉંચકીને જોઇશું તો જણાશે કે, રાધા =ભક્તિને તેડવા આવેલી લલિતા, તે સદ્દવૃત્તિ છે; અને કા'ન-ઘનશ્યામ તે દેહધારી ભક્ત હ્રદયના પિયુ-પ્રાણાધાર-સ્વામિ છે. વૈષ્ણવમાર્ગી ભક્ત કવિના કથનની ખુબી એ છે કે, વિકારભાવની પેલી પાર, ધર્મભાવનાનાં દર્શન તે, સંસ્કારી જીવોને કરાવે છે. પણુ બુદ્ધિબળને કસ્યા વિના જોનારને—" ઉપર પાંણી નીચે ગારો," દેખાય તેમાં દોશ કો'નો ?

### મનામણીનું એક બીજું પદ-રાગ રામકલી.

મિજાજેણુ અલબેલિ હો રાધે ! મદઘેલી હો રાધે !
થાંને મ્હારો ગિરિધર બોલાવે રે... મિજાજેણુ૦—
ગિરિધર બોલાવે રે, પ્યારિ ! તું કયોં નહિં આવે ?
**નિત ઉઠ રૂસણો કયોં ભાવે ?** કયોં તરસે ? કયોં તરસાવે રે ?... „
લાખન લલના બન ઠન ઠાડી, બાલમજિ રિ આગે, દાવ ન આવે રે;
તૂં બિન દુજિ, દિલ નહીં ભાવે, વે તો થારોઇ મિલણો માગે રે... „
શ્રીરાધે ! શ્રીરાધે રાધે ! મોહન મુખ રટ લાગી;
ઉઠ ચલ હિલમિલ પ્રાનપ્રિયસું, તો માનું બડભાગી. ... મિજાજેણુ૦—

ત્યાર બાદ ૪૦ વરસની વયે, કવિ—" અજામિલ આખ્યાન " નામનું કાવ્ય લખે છે. તેની માહીતી આપણે આજ પુસ્તકના પ્રકરણુ ૧૦ પછીના " કાવ્યનિમજ્જન " માં મેળવીશું.

તે પછી, ૪૭ વરસની વયે, દયારામ—" ભક્તિપોશણુ " નામનું વખાણુવા લાયક ધર્મિષ્ટ કાવ્ય લખે છે. એને વિષે દ-ર-મા-ભાગ ૧ પ્રકરણુ ૬ માં કેહેવામાં આવેલું છે.

પછી ૪૯ થી ૬૨ વરસ સુધીની વયમાં, કવિએ જે હિંદી-ગુજરાતી કાવ્યો લખીને દેશની સાહિત્યસેવા બજાવેલી છે, તેનું વિસ્તારપૂર્વક અવલોકન, આ પુસ્તકના પ્રકરણ ૧૦ પછીના "કાવ્યનિમજ્જન" માં કરેલું છે. ત્યાંથી વાંચી જોવા વિનંતી છે.

ત્યાર બાદ, ૬૩ વર્ષની વયે લખેલો, કવિનો એક કાગળ, જોવાનો આપણને હાથ લાગે છે. તેમાં અમદાવાદવાળા વ્યાસ માધવરામે લખેલા પત્રના જવાબમાં, કવિશ્રી લખે છે કે—

રાગ-ગરબી.

સ્વસ્તિશ્રી સુભગ સ્થાન રાજનગ્ર છે રે લોલ,
**માધવરામ વ્યાસ** તે સ્થળે નિવાસ છે રે લોલ.
વૈશ્નવ વલ્લભી શ્રીકૃશ્નતણા દાસ છે રે લોલ,
ઘણા સુગ્ન, શ્રુતિ સ્મૃતિ શાસ્ત્રજાંણ છે રે લોલ.
વર્તમાન કળી કાળ મહા દુષ્ટ છે રે લોલ,
તેમાં પંડિતોઽપિ થયા મતીભ્રષ્ટ છે રે લોલ.
તેવા સમય મધ્યે ધન્ય માધવરામજી રે લોલ,
કરવા ચાહો છો પ્રસન્ન ઘનશ્યામજી રે લોલ.
શ્રીમદ્ ભાગ્ય અવધિ, કૃશ્નચર્ણ પ્રીત છે રે લોલ,
સ્ફુરે ગુણ હરીતણા, ના અધમપણું રે લોલ.
તમો કૃશ્નકૃપાપાત્ર છો, અમો લઘ્ઘા રે લોલ,
દશા મુમુક્ષુની, માટે નભિમાન છે રે લોલ.
**લખીતંગ દયારામ કૃશ્નદાસ છે રે લોલ,**
દર્ભાવતિ મધ્યે વર્તમાન વાસ છે રે લોલ.
કૃશ્નસ્મરણ તેના વાંચશો તે પ્રેમના રે લોલ,
પત્રદ્વારા સમાચાર પામ્યા ક્ષેમના રે લોલ.
તમો લખ્યું પ્રશ્ન પ્રતિઉત્તર વાળજો રે લોલ,
યથામતી લખું, વાંચિ સંદે' ટાળજો રે લોલ.
મન હાથ કરવું હાથ નથી દાસને રે લોલ,
કૃપા સાધ્ય છે, નથી વશ પ્રયાસને રે લોલ.
સૌભરી મથ્યા, ન આવ્યું મંન હાથમાં રે લોલ,
મચ્છસંગ જોઇ ચળ્યાજ, લખ્યું ગાથમાંરે લોલ.

ઉચિત હતૂં તે તજ્યું, અનૂંચિત કર્યું રે લોલ,
અનૂમાન કરિ જુઓ, અજિત મન ઠર્યું રે લોલ.
**સાચી દીનતા વડે જ સિદ્ધ શ્રીહરી રે લોલ,**
દૈન્ય આવ્યે સઘ કૃશ્નની કૃપા લહે રે લોલ.
કૃશ્નકૃપા થતાં ન્યૂન કશૂં ના રહે રે લોલ,
કે'શો દીનતા આવ્યાનો પણ ઉપાય શો રે લોલ?
**સતસંગ કર્યે દીનતાને પામશો રે લોલ,**
ભટકે મંન તોયે જપતાં બેડો પાર છે રે લોલ.
ચિત્ત ભટકતું ને કદિ ભોજન કીજિયેરે લોલ,
સ્વાદ ઓછો તદપિ ઉદર ભરી લીજિયે રે લોલ.
મન થીર થવા શોચ રખે રાખતા રે લોલ,
**સદા કાળ રે'જો કૃશ્નનામ ભાખતા રે લોલ.**
કૃશ્ન જપતાં મંન, એની મેળે હારશે રે લોલ,
**હૃદે શુદ્ધ થતાં, હરિ ઉર પધારશે રે લોલ.**
નામે હૃદય શુચિ થશે, સ્વલ્પ કાળમાં રે લોલ,
વાસના બળ્યેથી ઠરશે મન ગોપાળમાં રે લોલ.
સંસ્કાર કશો હતો મળમાસને રે લોલ?
શર્ણું માત્રે આપ તુલ્ય કર્યો દાસને રે લોલ.
**ચમત્કાર જોવા ઈચ્છો છો, નામના રે લોલ,**
એ વિચાર પુષ્ટિસૃષ્ટિને, ન કામનો રે લોલ.
વળી સર્વનો સિદ્ધાંત થોડામાં કહૂં રે લોલ,
ગુરૂ ગ્રંથાદિકદ્વારા, જે હૂં લહું રે લોલ.
હરિ, ગુરૂ, સંત, એકતા આધીનતા રે લોલ,
સદેહિ ઉપર **દયા સહિત, દીનતા** રે લોલ.
અનાયાસ લાભથી, સંતોશ રાખવો રે લોલ,
વૈશ્નવધર્મે **લોભ સારૂ,** કયહું ન દાખવો રે લોલ.
**દુષ્ટ સંગથકી, સર્પતુલ્ય નાસવું રે લોલ,**
એક કૃશ્ન વિના, કૃળમતિથી ત્રાસવું રે લોલ.
એ પ્રમાણે શિક્ષા, આચરણમાં આવશે રે લોલ,
દયાપ્રિતમ કૃશ્ન, નિજ નિકટ બોલાવશે રે લોલ.

પછી ૬૫ વરસની વયે, છેલ્લીવારની શ્રીનાથજીની ઝાંખી કરતાં, કવિશ્રી ગાય છે કે—

વદનકમળ જોયૂં, જેણે એકવાર, શ્રી નાથજીનૂં વદનકમળ જોયૂં.
કોટિ કલ્પનું મેલું થયેલું મન, એક પલકમાં ધોયું... જેણે૦—
મનુષા દે' તેનો સફળ થયો છે, જનમ મરણ દુઃખ ખોયું... જેણે૦—
મેવાડ દેશમાં બિરાજે મ્હારો વ્હાલમો, જેમાં શેષ શંકરે ચિત પ્રોયું... જેણે૦—
કમળચોક રત્નચોક જગમોહન જોયા, રહ્યું એક તેણે, બાકી રોયું... જેણે૦—
દયાના પ્રિતમશું પ્રિત નથિ જેને, માતપિતા નામને વગોવ્યું... જેણે૦—

ત્યારબાદ ૬૭ વરસની વયે, કવિ " ગિતા માહાત્મ્ય " નામનું કાવ્ય લખે છે. તેમાં તે ગાય છે કે—( અધ્યાય બીજો-રાગ ઢાળ. )

ભ્રમરવૃંદ બહુ ભમતા ફરે, પુષ્પગુચ્છ ઉપર જૈ ઠરે,
નવ પલ્લવ તરૂ શોભે ઘણાં, આનંદમય વન, નહિં કશિ મણા.

તે પછી " તિર્થાવલિ " ના સવિસ્તર વર્ણનને મળતું-તિર્થયાત્રાનું સંક્ષિપ્ત વર્ણન આવે છે. જુઓ-( અધ્યાય છઠ્ઠો-રાગ રામશ્રી. )

સારથી ચાલ્યો શોધવા, આવિયો કાશી માંહ્ય,
વિશ્વેશ્વરનું દરશણ કર્યું, મુનિ તો મળ્યા નહિં ત્યાંય. ૨૫
ત્યાંથી ગયાક્ષેત્રે ગયો, કીધી ગદાધર સેવ,
ત્યાંથી ગયો કેદારક્ષેત્રે, કેદારેશ્વર દેવ. ૨૬
જ્યાં સ્નાન કરતાં માત્રમાં, મુક્તિ લહે પાપિષ્ટ,
ત્યાં નાહિ શંકર નિરખિયા, રૈયક ન પડયા દ્રષ્ટ. ૨૭
પછિ બદ્રિનાથજી આવિયો, જાંહાં નારાયણ ભગવાન,
ઉદ્ધાર જેના નામથી, તે વસે તેણે સ્થાન. ૨૮
યાત્રા કરી મુનિ ના મળ્યા, પછી કર્યો ગંગા વાસ,
ત્યાંથકી સિંધુસાગરે, જૈ કર્યો પરમ પ્રવાસ. ૨૯
શ્રીદ્વારિકાપુરિ આવિયો, ત્યાંથકો ચાલ્યો તેહ,
યાત્રા કરી શ્રીકૃષ્ણ નિરખ્યા, ધરી અંતર સ્નેહ. ૩૦
ત્યાંથકી પોહોચ્યો પંચવટિ, નાશકે ન્હાયો ગંગ,
શ્રીત્રંબકેશ્વર પૂજિયા, નવ થયો રઈક પ્રસંગ. ૩૧
ત્યાંથી ગયો ગોકરણ ક્ષેત્રે, ના મળ્યા મુનિ ધીર,
શ્રીઉડુપકૃષ્ણ નિહાળિને, પછી ગયો સાગરતીર. ૩૨

શુભ કુમારિકાકન્યાકેરૂં, ક્ષેત્ર જોયું ત્યાંહ,
સોમેશ્વર પૂજી આવિયો, છે તુંગભદ્રા જ્યાંહ. ૩૩
ત્યાંથી સ્વામી કાર્તિકેય, અર્ધનારીશ્વર જોઇ,
શ્રીરામ, લક્ષ્મણ, જાનકી, જળપાન કીધું સોઇ. ૩૪
તે કુંડસ્થળ વળિ, અગસ્તાશ્રમ, ના મળ્યા મુનિજંન,
કાવેરિત્રટ શ્રીરંગસ્વામી, નિરખિયા પરસંન. ૩૫
મુનિ મળ્યા તહિં, કાશ્મેર પોહોંચ્યો, ત્યાંથકી નૃપદાસ,
જે નગ્રમધ્યે ઠર્યા છે, મુનિ મહદ્બ્રાહ્મણ વાસ. ૩૬
પતન પુનિત રળિયામણું, જળસ્થળ કમળ જ્યાં અત્ય,
ગુંજાર ઘણું મધુવ્રત કરે, મકરંદ મોહિત્ય મત્ય. ૩૭

### ૧૧ મા અધ્યાયમાંથી રાગ–ઢાળ.

કો સમે મારો પુત્ર થયો, કો સમે હું તહારો બાળ;
એમ અનાદિક આગળની, ચાલી જાયે ઘટમાળ. ૫૧

### ૧૩ મા અધ્યાયમાંથી.

વૈશ્નવ તેજસ્વી શોભે જે, ઉર્ધ્વપુંડ્ર શુભ ભાળ જી;
ધર્યા શંખ ચક્રાદીક કંઠે, તુળશી કાષ્ટની માળ જી. ૩૨

### ૧૮ મા અધ્યાયમાંથી.

એણે ન રૂડાં વૃક્ષ રોપ્યાં, નહીં પૃથ્વી દાંન;
નથી અન્ન આપ્યું ક્ષુધિતને, હણ્યું દુઃખ નથી દુઃખવાન. ૧૫
*સંસારભય તેને નહીં, મુજ પરમપદ ત્યાં જાય;
જ્યાં થકી પુનરાવૃત્તિ નહીં, મહાધામ જે કેહેવાય. ૩૪
છે દયાશંકર નામ, વિકૃતિ કરાવી ગુરૂદેવ;
દરભાવતિ રહી કો દિવસ, રચના રચી છે એવ. ૩૯

---

* આ ચોત્રીસમી કડીથી ભગવદ્ગીતાના ૮ મા અધ્યાયના નીચેના બે શ્લોકનું ભાંન થાય છે.

ॐ मित्येका क्षरं ब्रह्म, व्याहर न्मा मनुस्मरन् ।
यः प्रयाति त्यज न्देहं, स याति परमां गतिम् ॥ १३ ॥
अव्यक्तो क्षर इत्युक्त स्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते, त द्धाम परमं मम ॥ २२ ॥

દયારામ કવી, ઘણુંખરૂં "સંવત" ને પોતાના કાવ્યમાં "શક" સંજ્ઞાથી ઓળખાવે છે. તેથી ૧૮મા અધ્યાયની ૪૨મી કડીમાં લખે છે કે-અષ્ટાદશ=ગીતાના ૧૮ અધ્યાયના મધ્ય કેહેતાં અડધ ભાગ ૯-મતલબ કે-સંવત ૧૮૯૦ માં, આ કાવ્ય લખ્યું હતું.

હવે ૭૫ મે વરસે, ભયંકર મંદવાડની વેળાએ-કવિ, **વસિયતનામુ** કરે છે. એ વાંચવાથી, કવિના હસ્તાક્ષર જોવાની સાથે, તેમના વખતનું નાણાનું કિમતિપણું, તે વખતની લેખનપદ્ધતિ, તથા રિતરિવાજ, તેમજ કવિની વેહેવારકુશળતા, તેમની ધર્મશ્રદ્ધા, અને સ્વજનપ્રેમ, વિગેરે ઘણીક વાતોનો એક સામટો આપણને ખ્યાલ મળી શકે છે.

**કવિનું વસિયતનામુ અથવા મૃત્યુપત્ર.**†

**શ્રી**

**શ્રી મદનમોહનો જયતી.**

**લી—વૈશ્નવ ભટ દયાશંકર પ્રભુરાંમ.-જત અમારૂં, જે *ભવીશ છે, તેને ભેટભાટ તથા ખરચવા, વાવરવાની વીગત, અમોએ અકલ હોંશીઆરીથી કરી છે. તેની વીગત—**

**ઉ**

**શ્રી ભેટ ખાતુ**

૫૦) શ્રીનાથજીની ભેટના.

૧૫૦) અમારા ગુરૂ શ્રીવલ્લભજી માહારાજની ગાદીએ શ્રીત્રીકમરાએજી.

૮૦) શ્રીમદનમોહનજી સેવે તેને. (નીચે પ્રમાણે)

૫૦) રોકડા. ૧૩) સામગ્રીના રોકડા.

૧૨) ડભોઇના ચોત્રાના લાગાના. ૫) કસબાના પસાએતાના દાંણુના.

૮૦

† આ મૃત્યુપત્ર, અસલ જુના ખંભાતી જાડા કાગળ ઉપર, કવિના હાથે લખેલું હાથ લાગ્યું છે. તેથી તે કવિના હસ્તાક્ષર જોવાના સાધનરૂપ છે. તેમાંથી અહીં, જે બે ભાગ, બે લંબચોરસ ચોકડીઓ [ ] માં ગોઠવેલા છે, તે ડભોઇ નિવાસી ના. પ. શાહે પ્રસિદ્ધ કરેલા "દયારામ જીવનચરિત્ર"માં અસલ સ્થિતિમાં આપેલા છે. કવિના હસ્તાક્ષર જોવાની ઇચ્છા રાખનારે, તે ત્યાંથી જોઇ લેવાની કૃપા કરવી. * ભવિશ=સંચિત, મિલકત.

આભુષણ તથા વાસણ (નીચે પ્રમાણે)—
૧૨) સમરપણીનાકુંમંડાણના.
૨૫) બાઇ રતને માહારૂં કામકાજ કર્યું, ને ચાકરી કરી, તેને.
૨૦૧) અમારી ઉત્તરક્રિયાના બારમા, સંવત્સરી, પજેતના, તથા શ્રાદ્ધસુદ્ધાંતના, ચાંદોદમાં અમારા થોકમાં માધવ છે, તે તથા બાપુ, બે જણ મળીને કરે. ને અમે જે થોકમાં છીએ, તે થોકમાં ક્રિયા કરે. લાડાં ,કુલેર, સુદ્ધાં, એ રૂપૈયા ૨૦૧) છે. તે વૈશ્નવને હાથે ખરચાએ. તેની વિગત–
૧ ભાઇ રણછોડજીભાઇ–વૈશ્નવ ત્રવાડી રાજારામ સુત.–
૧ મેતા. ત્રીકમદાસ હરજીવનદાસ.
૧ વૈશ્નવ. લલ્લુભાઇ સાગરમલ કાયસ્થ.
૧ કંસારા. ભુખણદાસ હરખજી.
૧ પરી. દામોદર ભગતીદાસ.
૧ મેતા. સુરજરામ રૂગનાથદાસ.

શ્રી મદનમોહનજી, વૈશ્નવ જમનાબાઇને માથે પધરાવ્યા છે. તેમનાં આભુષણ તથા વાસણની વીગત—

૧ હેમનો ગલચુવો રૂ. ૧૧)નો–આશરે
૨ ત્રાંબાનું બેડું ૧
૧ ત્રાંબાની ઝારી ૧
૧ કટિમેખલા ૧–હેમની
૧ રૂપાની ઝારી ૧ કિંમત ૭ રૂા. ની
૧ કટોરી નં. ૧ રૂપાની કિં. ૪ા ની
૧ ત્રાંબાનો ધાંણીઓ નં. ૧ રૂા. ૬ ને આશરે
૨ તપેલીઓ ૨–ત્રાંબાની
૧ ત્રાંબાનો દાબડો ૧–ઢાંકણ સુદ્ધાં
૩ ત્રાંબાના લોટા ૩
૨ કરવા ૨–ત્રાંબાના
૨ ત્રાંબાની દાબડી ૨
૨ ચંદની ૨–ત્રાંબાની
૩ આરતી, ઘંટા, તથા ધુપદાનુ
૧ કંઠસરી ૧ હેમના મણકાના
૧ કટોરી ૧ રૂપાની કિં. રૂ. ૮ ની
૧ વેણુજી ૧–રૂપાની.
૩ ત્રાંબાની લોટી ૩
૧ ત્રાંબાની થાળી ૧
૧ ત્રભાણી ૧
૧ ચંદનહાર ૧ હેમનો
૧ મોતીની માળા ૧–બે સરી–કિંમત રૂ. ૮)
૨ લોટા ૨ પીતળના
૧ લોટી ૧ જમનાજળી–પીતળની
૧ પીતળનો વાડકો ૧
૨ ત્રાંબાની કાશંદી ૧ તા. આબખોરો ૧
૧ કહલીની વાડકી ૧
૧ કહલીનો વાડકો ૧
૧ કાંસાનું ઢાઠીયું ૧
૨ કાંસાની વાડકી ૨

એણી વિગતે, શ્રીઠાકોરજીનાં આભુષણ, તથા વાસણ, તથા રૂા. ૫૦) રોકડા, અંકે પચાસ પુરા, જમનાબાઇને ઠાકોરજી જોડે આપ્યું છે. તે સર્વ ઠાકોરજી પધારે, ત્યાં વાસણ તથા આભુષણ જાએ. રૂપૈયા નહીં. એ

વિગતે લખ્યું છે, તે કરવું ખરૂં. પણ અમને ભગવત્પ્રાપ્તિ થયા પછી અમોને આરામ થાએ, તો અમો બધું વાપરીએ. તેમાં અમોને બાધ નહીં. સંવત ૧૮૯૮ ના માઘશર વદી ૧૩ ને રવીવાર.

| ૧ અત્ર મતુ. | ૧ અત્ર શાખ. |
| --- | --- |
| ૧ વૈશ્નવ દયાશંકર પરભુરામ.<br>ઉપર લખ્યા પ્રમાંણે સહી. | ૧ વૈષ્ણવ રણછોડજી રાજારામ સાખ.<br>૧ મેતા ત્રીકમ હરજીવણદાસ ,,<br>૧ કંસારા ભૂખણ હરખજીની ,,<br>૧ ભટ બાપુ વલ્લભરામ ,,<br>૧ મહેતા સુરજરામ રૂઘનાથદાસ ,,<br>૧ પરી. દામોદરદાસ ભગતીદાસ ,,<br>૧ પરી. કેસુરદાસ રામદાસ ,, |

આ મૃત્યુપત્ર કર્યા પછી, બે દિવસ વિત્યે, સગાંસ્નેહીને આપવાની, છેવટની બક્ષિસની, કવિયે કરેલી યાદી, નીચે પ્રમાણે છે. ભાઈ દયાશંકરભાઇની સમક્ષ. સંવત ૧૮૯૮ પોષ શુદ ૧

સજ્જા બેન બેનજીને
લુગડાં માધવને
પદ ૧ ભાઇ બાપુને
પાણીનું બેહડુ સુગતાને
ઉમામાહેશ્વર બેન રાધીને

દ્રોનો ટોપલો-ગોરને.
સંક્રાંતી—બાપુના દીકરાને.
પદ ૧ દાજીની છોકરીને.
પદ ૧ ભગવાનની દીકરીને

તારીજ

## સજ્જાની વિગત—

| | | |
| --- | --- | --- |
| **સજ્જા.** | ૧। ચાદરો ૨ | ૬) ધોતીઉ ૧ |
| ૧।। પલંગડી ૧ | ૦।। ગાલ મસુરીઆં | ૧) અંગરખુ ૧ |
| ૨) ગોદડુ | ૦)– પડાઉઆ | **પદ.** |
| ૦।।। ઉશીકુ | ૦।। જોડો | ૧૧) પદ ૧ |
| ૦)≡ દીવી | **લુગડાં.** | થાળી ૧, લોટો, વાડકો. |
| ૨ પાટી (ખાટલાની) | ૭) પાઘડી ૧ | ૩) ઉમામાહેશ્વર તા. ડગલી |
| ૧) પાકેટ(લુગડાંભરવાનું) | ૨।।। દોપટો ૧ | ૧૨) બેહેડાના |
| ૨।।। તળાઇ | ૦।। જોડો ૧ | ૩) ડગલી |

* આ વસિયતનામામાં અને યાદીમાં લખેલી વસ્તુઓની કિમ્મત, હાલ હલકી લાગશે. પણ દયારામના સમયની સોંઘવારી, અને નાંણાંની કિમ્મત ધ્યાનમાં લેતાં, એમજ હોય. કેમકે હજાર પાંચસોની મુડી મ્હેલી મરી જનાર, તે વેળા ગૃહસ્થ મનાતો. અને હાલતો, બે ચાર લાખની ઇસ્કામતવાળો, સાધારણ લેખાય છે. એ કલીયુગનીજ બલિહારી છે. સજ્જાની કિમ્મત રૂા. ૫૮–૧૨–૦ સંવત ૧૮૯૮ માં અટકળેલી, તેની હાલની આંકણી તો ઘણી વધી જાય.

## પ્રકરણ ૭.

જાહેર મેળાવડામાં કવિની હાજરી—એટલેકે—લોકપ્રિય, પૂજ્ય, ધર્મોપદેશક તરીકેની તેમની કેટલીક નીતિશિક્ષા તથા ધર્મબોધની કવિતાઓ.

### દુર્જન=દુષ્ટજનને સુધારવા વિશેનું પદ.

સાધુ! શ્રમ ના કરશો રે, કોટિ પ્રયત્ને ગરધવ થશે નહીં ગાય.
માટે શ્રમ ના કરશો રે, કઠણ બોલી કાળજ બાળે,
હરિભજન ભૂલાય... માટે શ્રમ ના૦—ટેક.
કામળા કેરી કાળાશ સો મણ, સાબુથી નવ જાય,
શ્વાનની પુંછડી થાય ના શીધી, કરો અનેક ઉપાય... માટે શ્રમ૦—૧
કુલક્ષણથી શિથિળ પડ્યો તે, પુરૂષ પૂરૂષ થાય,
**વ્યંઢળ મર્દ ન હોય કદાપી,** સો મણ પારો ખાય... માટે૦—૨
કસ્તુરી ક્યારે જો કદિ વાવો, લસણ–તોય ગંધાય,
ઓસડ આખડી માનતા માન્યે, વાંઝણી કયઉં ના વાય... માટે૦—૩
ફળે ના ફુલે જરીએ નેતર, સુધા જો સીંચાય,
આઠે પ્રહર ઉકાળિએ તોયે, ગાંગડુ તે ન બફાય... માટે૦—૪
વાંસ એરંડો થાય ના ચંદન, મલિયાચળને વાય,
જેને કાજે જે જે સરજ્યાં છે, તે તેમાં લોભાય... માટે૦—૫
પરાપુરવથી પ્રભુના છે તેતો, પ્રભુતણા ગુંણ ગાય,
દયો દુષ્ટને ડાબા મૂકી, ભજો શ્રીવ્રજરાય... માટે૦—૬

### હરિજનનું પદ.

તાદ્રશી જન તેને જાંણીયે, જેમાં એવા ગુણ હોય,
નિંદા સ્તુતિ ના કરે કોઇની, સધળે સમદ્રષ્ટિ જોય .. તાદ્રશી૦—ટેક.
પરદુઃખે દાઝે ઘણું રે, કરે કોઇનો નવ તે દ્રોહ,
ઇંદ્રિજિત સાચા સદા, ને ના પામે માયામાં મોહ.... ,, ૪
સેવા સમ્રણ સત્સંગમાં રે, જેની આસક્તિ છે અત્ય,
કપટ તો લેશ મળે હદે નહીં, હરિચરણે સદા મત્ય... ,, ૫
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશશું રે, સદા મુખે કૃષ્નનામ,
તે ભગવદીતણા દાસનો સદા, દાસ છે દયારામ... ,, ૧૦

### ભગવદીજનનું પદ.

તે ભગવદીનાં દુર્લભ દર્શન, જેનું ભાગ્ય હોય તે ભેટે રે. ટેક.
અવલોકન માત્રે અધ ન્હાસે, તાપ ત્રિવિધના મેટે રે... તે ભગવદી૦—

એમ કહીને પછી "તાદ્રશી જન તેને જાંણીએ"–એ પદમાંના વિચારોની પુનરૂક્તિ કરી, છેલ્લી કડીમાં, દીનભાવે, કવિશ્રી ગાય છે કે—
તે હરિજનના દાસના દાસનો, દાસ મુને કરજો રે,
દયો ભણે–તેના ચરણતણી રજ, મ્હારા શિરપર ઠરજો રે .. તે ભગવદી૦–

## સાધુનાં લક્ષણનું પદ.

સાધુ થા તો–રાખ રીત તરૂવરની. ટેક.
કેવળ સ્વારથકૃતી બતાવે, રેહેવા દે રીત પડી, તેના ઘરની... સાધુ૦—
નખશિખ લગી જેતું સહુ પરમારથ, પીડ સહે, કરી પ્રશંસા પરની... ,,
શરણાગતની ક્ષુધા હરે, શિત વૃષા તાપ સહે જ્વાળા દિનકરની... ,,
અવગુણુ ગુણ માને તે સજ્જન, ગુણ અવગુણ–તે રીત ખરની... ,,
દયાનો પ્રિતમ નિશ્ચે તેણે ઓળખિયો,આપની રીત–તેવી જાંણે અવરની ,,

## મહાત્માઓના જીવનમાંથી બોધ આપનારો ગરબો.

મ્હોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ;
તે કરે ચ્હાય તે કામ, આપણ તો ડરીએ... મ્હોટાનું૦—ટેક.
પરનારી ક્રીડા કરિ કૃષ્ણે, તેતો આપણે થાયરે;
ઉર્ધ્વરેત અગની પીવો, ગોવરધન કેમ ધરાય ?... કૃતિ રીતે૦– મ્હોટાનું૦—

આ આખી કવિતા સારી છે.–જુઓ દ–કા–સં–પાનું ૨૨૫—

## વૈશ્નવજનના લક્ષણનું પદ–રાગ–સારંગ.

( હરિજી ! હૃદય વિચારો રે, મુજને તારો... ) એ રાહનું.
વૈશ્નવ નથી થયો તૂં રે, હાંરેહાંરે, હરિજન નથી થયો તૂં રે;
ભાઇ ! હરિજન નથી થયો તૂં રે, સાધૂ નથી થયો તૂં રે;
શિદ ગૂમાનમાં ઘૂમે ? વૈશ્નવ૦—ટેક.
હરિજન જોઇ હૈડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામ દામ ચટકી નથિ છૂટકી, ક્રોધે લોચન રાતાં... વૈશ્નવ૦—
તુજ સંગે કોઈ વૈશ્નવ થાયે, તો તૂં વૈશ્નવ સાચો;
ત્હારા સંગનો રંગ ન લાગે, ત્યહાં લગી તૂં કાચો... ,,
પરદુઃખી દેખી હદે ન દાઝે, પરનિંદા નથિ ડરતો;
વ્હાલ નથી વિઠ્ઠલથી સાચૂં, હઠ તૂં હુંહું કરતો... ,,
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટયો છે નહીં;
કેહેણી તેવી રેહેણી ન મળે, ક્યહાં લખ્યું એમ કેહેની ?... ,,

ભજનારૂદ નથી, મન નિશ્ચે નથી હરિનો વિશ્વાસ;
આ જગત તણી આશા છે જયહાં લગી, જગત ગુરૂ, તૂં દાસ. ,,
મનતણો ગુરૂ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે;
દયા! દુઃખ કે સુખ્ખ માન પણ, સાચૂં કેહેવું પડશે... ,,

## કવિ દયારામે પંડિતોની સભામાં પુછેલા પ્રશ્નોનું પદ.
## રાગ-આશાવરી.

કરો મ્હારા પ્રશ્નનો ઉત્તર ગ્નાંની, પુછું પંડિત બુધ્યભિમાની... ટેક.
[1]હરિએ કરિ નથી શી એક વસ્તુ, [2]શ્રીહરી શું નવ જાંણે?
[3]શ્રીહરિના ઘરમાં તે શું નથી, શું ના [4]નિપજે વિશ્વને રાંણે... કરો૦—
[5]હરીનામ કોંને નવ તારે, [6]ધર્મ પાપ તે થાય છે કોને?
પાપ [7]ધર્મરૂપ કાહાવે કયાં? જુડો હોય [8]શાથી સાધુ માને?... કરો૦—
[9]આહાર પોતાનો કોણુ ન જાંણે, [10]કયાં થયા તે ધર્મ અધર્મી?
[11]પ્રેતઉદ્ધાર નહિં? ભક્ત કાહાવ્યા! [12]હરી ભક્તદ્રોહી કયાં કર્મી?... કરો૦—
[13]સંચિત, ક્રિયમાણુ, પ્રારબ્ધ,– એ ત્રણેમાં કોંણુ છે આદી?
[14]દેહ પ્રથમ કે કર્મ પ્રથમ કોહો–તો સંભવે ના–એય અનાદી... કરો૦—
[15]કરવું જીવ કરે કે ઇશ્વર? તે નિશ્ચે બતાવો કોય;
જીવે કર્યું થાય તો દુઃખિ કો હોય, હરિમાં! તે એ ન્યુનતા હોય!...કરો૦—
હરિએ કરિ [16]મુક્યું છે તે ખરૂં? કે કરશે તે ખરૂં? નિશ્ચે કેહેની;
અકથ અકળ ગતી દયાપ્રીતમ, ન્યારિ ન્યારી સર્વની રેહેણી .. કરો૦—

***એક અપ્રસિદ્ધ સમશ્યા કાવ્ય–જુઓ દ.ર.મા.ભાગ ૧ આ પત્રકમાં નંબર–૫૮૯.**

ધર્મ ધુરંધર, વડો વિવેક, તે ઘેર કૌતક દીઠું એક,
પિતા પોતાના સુતનો ભ્રાત! સ્વામી તેજ પિતાનો તાત!
માત શ્વસુરની પોતે પત્નિ! જનક જનેતા સત્ય સર્પાત્નિ.
સ્વામી હરી, અરીનો તાત! સ્ત્રી કોણુ નામ? જગતની માત.
સ્ત્રીના કાકા કમળાપતી, નવ સમઝાય અટપટુ અતિ.

---

આ સોળ પ્રશ્નના ઉત્તર નીચે પ્રમાણે છે.

૧. ઐશ્વર્યનું જ્ઞાન. ૨. પોતાનો પાર. ૩. દળદર. ૪. ભક્તનું અહિત. ૫. ભક્તદ્રોહીને. ૬. આસુરી જીવને. ૭. હરિભક્તને. ૮. સાધુના વેશથી. ૯. અગ્નિ. ૧૦. કેદાર કન્યાની પાસે, ૧૧. શિવજીના સંગમાં. ૧૨. મારશી પૂતના ઝેર પાઈ સ્વર્ગે સંચરી તેવા કેસમાં. ૧૩. કાઈ નહીં. ૧૪. કાઈ નહીં. ૧૫. ઈશ્વર, પણ વ્યવહારમાં-દેહધારી જીવ. ૧૬. બંન્ને.

શ્રીભાગવત તણી એ કથા, રખે માનતા ઠીખળ વૃથા,
**દયારામ કહે ચેત ચતુર,** જો તું, ક્યાં બુદ્ધિ ભરપુર ?

**પ્રભાતિયાના રાગનું પદ.—ભજનમાં કષ્ટ વેઠવા વિષે.**

મહાકષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા ? ચારે જુગના જુઓ સાધુ શોધી;
જગતજનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું; પાપવણ તાપ, જેને જગત વંદે.
સંચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ જેને નથી; તેને ત્રણ તાપ આવી નડે છે.
અકળાગત, ઈશ હેતુ ન સમઝણ પડે; પ્રબળ ઇચ્છાથી આવી પડે છે.
છે કથન માત્ર એ પુણ્ય ને પાપ બે; નચાવ્યું નંદકુંવરનું જગત નાચે.
દયાપ્રિતમ રૂચિ વિના પત્ર હાલે નહીં; પણ ન ભાગે ભ્રમણ મંન કાચે.

**ભક્તના દોષ ન જોવા વિષે પદ રાગ-કાફી.**

હરિ ભક્તતણા, દોષ ન જોશો થાશો નર્ક નિવાસી;
પ્રભુ સમઝી ધર્યા, જીવ જતને તે કયમ જાશે કહો નાશી? હરિભક્ત૦—ટેક
કારણ ન જડે શા માટે ધર્યા, ઠરતા ન ઘટે ત્યાં અચળ ઠર્યા;
હરિરૂચિ વણ કંઈ ફેરવ્યા ન ફર્યા. હરિભક્ત૦—૨

**નીતિ શિક્ષાનું પદ-રાગ સારંગ**

જળ, વિણુ-તરંગ ન હોય સુખદાઈ. ટેક.
આધાન નહીં તો-આવિ શું કરશે ? ડાહી ઘણી ઘણી દાઇ....જળવિણ૦-
**નિર્ધનના ગુણ ગાવા તેમાં, મળે ન પઇસો પાઇ...** જળવિણ૦-

**મૂર્તિમાં શ્રદ્ધા રાખવા વિષે પદ-રાગગોડી.**

નિશ્ચે હરિનો ભાવ જ્યાં, ત્યાં હરિબ્હાંનું, મુર્તિ સંબંધની વસ્તુ હો;
ફળિભૂત હોય હરિ માન્યાથી, હરિરૂપ છે જગત સમસ્તુ હો...નિશ્ચે હરિનો૦-
જ્યાં ભાવ ભગવદી, ત્યાં નહીં વેદ વિધી પ્રમાણી;
હરિ સંબંધી વસ્તુ સર્વે તે, હરિ સમાન લેવી જાણી... ,,
ભૂતમાં ભગવંત રૂપ માન્યુ નામદેવે, થયું તેવું દર્શ;
કેવળ ભાવથી નિકટ નંદસુત, સમઝણવાળાને હ્રસ્વ હો... ,,
**દયા ભવૈયાને,** વૈશ્નવ વેશ ધર્યાથી, પૂજ્યો રાયે;
વેશ માત્રે ત્રણ હત્યા નિસરી, બ્હાંનુ સત્ય, શ્રુતિ ગાય હો... ,,
નિશ્ચે ભાવ, હરિ કરૂણાથી આવે, અવર ઉપાય ન કોઇ;
જેવું ભાવનું બળ, તેવું ફળ, **દયા તૂં લેજે જોઈ હો...** ,,

---

*આ સમસ્યાનો ખુલાસો-શ્રીમદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં આપેલી, કશ્યપના કુટુંબની સગાઈઓની વિચિત્રતા-જોવાથી થઈ શકે છે.

## પંડિતોના ગર્વખંડનનું પદ.

શું જાણે વ્યાકરણિ વસ્તુને, શું જાંણે૦—
મુખપર્યંત ભર્યું ધૃત તદપી, સ્વાદ ન જાંણે બર્ણી... વસ્તુ શું જાણે૦—
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભર્ણી,
અંતરમાંહે અગ્નિ વસે પણ, આનંદ ન પામે અરર્ણી... વસ્તુ શું૦—
નિજ નાભીમાં કસ્તૂરી પણ, હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટયું ઘણું પણ, ધનવંત ન કહાવે ન ધરણી... વસ્તુ શું૦ —

## મુર્ખને જ્ઞાન ન થાય તે વિષેનું પદ.

જ્ઞાન કદી ના થાય, મુરખને જ્ઞાન કદી ના થાય,
કહેતાં પોતાનું પણ જાય, એને સમજાવ્યે શું થાય... મુરખને૦—
કોટિ વરસ લગિ રહે નીરમાં, પાષાંણ નવ ભીંજાય,
જે દિન કાઢયો ટાંક અરાડયો, એને ટાંકે અગ્નિ ઝરાય . મુરખને૦—
ગર્ધવ રૂપ ધરે રે અનૂપમ, ગુણ લક્ષણ પલટાય ?
કરો કોટિ ઉપાય રાયજી, ગરધવ ગાય ન થાય... મુરખને૦—
નપુશક પૂરૂષ સ્નેહ કરીને, સવામણ પારો ખાય,
શો ખાધે ખપ લાગે કહો ભાઇ, વ્યંડળ પુરૂષ ન થાય... મુરખને૦—
વંઝા નારી ફરે ઉદાસી, કરે કોટી ઉપાય,
અજ્ઞાનીને જ્ઞાન ન આવે, વંઝા કંઇ ન વહાય... મુરખને૦—
ચાલ ચતુરની જોઈ મૂરખો, સંગત કરવા જાય,
સંગ કરે જેમ કાગ હંસનો, કાગ હંસ ન થાય... મુરખને૦—
આ મહિમા તો ગુરૂ અગમનો, શાંણા સમઝી જાય,
દયાપ્રિતમ શ્રી ગોવરધનધર,× સેવક સુરતે ગાય... મુરખને૦—

## ભક્તિની ભલાંમણ કરનારૂં પદ.

રૂદે આ રૂપ રંગિલું રાખો (૨) શ્રીકૃષ્ણ નામ સતત મુખ ભાખો. રૂદે૦—
મોરમુકુટ ઢળકતો શિર શોભે, મકરાકૃતી કુંડલ મન લોભે;
તિલક સુકેસર, નાસિકા સુવેસર, કોટિ ચંદ્ર મરદન મદ;
મદન, વદન, સદન સુધારૂપ, રસિક ચાખો.. ............... ... રૂદે૦—

---

× બે અર્થ છે—૧ સેવક ધ્યાન રાખીને ગાય છે—૨ કવિ સુરત શહેરમાં મેળાવડા સમક્ષ ગાય છે.

## અનન્ય ભક્તિ વિષેનું પદ.

હરિને ભજે નહિં ને અવર આરાધે, અનન્ય ભક્તિ ન કહાવે રે,
અંતે સ્હાય કરે શ્રીકૃષ્ણ પણ, પ્રાણિ આગળથી અથડાવે રે... ટેક.
ભજતાં ભગવંત કાંઇ ન રહે બાકી, મુળનું પાણી સઘળે પોહોંચે રે,
શાખાઓ છાંટયે તરૂ તૃપ્તિ ન થાયે, સર્વે પાંમે મુળ સીંચાયે રે... હરિને૦-૧

## આત્મપરિતાપનું પદ-રાગ ગુર્જરી.

સહુ અત્ર દુ:ખની હેતુ અવિદ્યા, હરિ આપ મટાડો તોજ મટે;
કોટિં કોવિદે, કોટી ઉપાયે, તવ કરૂણા વણ કદિ ન ટટે... સહુ૦—ટેક
ઘણી ઘુંચવણી અકથ આરતી, કશું કર્યે નવ ફાવેરે,
સહજ સઘ સુખ થાય સર્વે પ્રભુ. **દયા તમોને આવે રે...** ,,
**બાધો જન્મ ગયો કરગરતાં,** હજુ લગિ નથિ સુખ દાહાડો રે;
**હવે તો હિમ્મત હારિ ગયો છું,** રખે અથડાવી કાઢો રે... ,,
બહુ પેરે પીડાયો હરિ હું, પ્રતિદિન પીડા વાધે રે;
**આપ તો કાંને કર દઇ બેઠા!** સુખનો દિન ના લાધે રે... ,,
વેદે કહ્યું પણ મેં નવ દીઠું, શરણે બંધન કાપો રે;
**વણ ભોગવાવ્યે નથી છોડવવાં,** (ત્યારે) સહનશક્તિ મુંને આપો રે . ,,
લીધો શરણ મને પુષ્ટિનાથ, તમો સાધન જોવા લાગ્યા રે;
**સદાવ્રત એ તે છે કેવું!,** માગણ પાસે પૈસા માગ્યા રે .. ,,
સર્વ સમર્પિ શરણ પડયો જે, ગુલામ ઘરનો કહાવ્યો રે;
**તેને જુનાં ખત ખાતાં કાઢી, શિદ જોઇએ દબાવ્યો રે?...,,**
દેખિ ઉપેક્ષા નાથ! તમારી, દુશ્મન દુષ્ટ દમેછે રે,
**અતિ દુ:સહ દુ:ખ પામું અહરનિશ,** દયાળ! કેમ ગમેછે રે? ,,
કુમતિ કુતર્ક કુક્લેશ કુકર્મ, બળે કરી સહુ બાઝયું રે;
**કુમક કૃષ્ણ તમારિ ન દીઠિ,** નિંદક લોક ઘણું ગાજ્યું રે.... ,,

"નિજનો કહિને નિર્ભય કીધો"—તેમાંનું કાંઇ નવ દીઠું રે;
એવું લાગે છે હાવાં સેહેજે—**રાખ્યો વિવેક બોલી મીઠું રે.** સહુ૦—
**દુ:ખ દાવાનળ બળતો બોલું,** દોષ રખે મુજ માનો રે;
જેવો તેવો પણ પાળ્યો-પાળશો, છેડો સાહુ હૂં કો'નો રે .. ,,
**છુટયું ભોજન નિદ્રા નાઠી, વિકળ સરીખો વરતૂં રે;**
**શું જાણું આગળ શૂં કરશો?** ના ધરે કરવું નરતૂં રે... ,,

માયા હમે મર્યાદા મૂકી, કળીકાળ ભય કંપૂ રે;
કૃષ્નસ્મરણ મહિમા સંતાડયો, પતિત જીવ કેમ જંપૂ રે ? ,,
સ્વલ્પ કલેશ મ્હારો નવ સેહેતા, પેહેલા એવા હૂતારે;
દુઃસહ દુઃખ, જાણો છો હવડાં, (તોય) ઉદાસ જાગ્રત સૂતા રે... ,,
શો અપરાધ વસ્યો અંતર પ્રભુ ? એકાએક બદલાયા રે !
સર્વેશ્વર સર્વાત્મા છો (પણ), મોટી ખાંમી-નવ લાજ્યા રે... ,,
સદોશ તદપિ સાહાય કરો, કેશવ ! મુજ સાંમુ ભાળો રે
દુઃખ જશે સહુ સુખ આવશે, બરદ વચન નિજ પાળો રે... ,,
ઘણીવાર કરગરિને થાકયો, મ્હારૂં બળ શૂં બીજૂં રે;
અલ્પ જીવ, મતિ, ધૈર્ય કેટલું ? દુઃખ દાધ્યો પ્રભુ ! ખીજૂં રે... ,,
પ્રપંચ વિસરાવી પુરૂષોત્તમ, સેવા સ્મરણ કરાવો રે;
ભક્તિ, પ્રેમ, આસક્તિ આપો, દાસ દયાનો દાવો રે... ,,

## પ્રભુ કૃપા વિષે પદ-રાગ ગુર્જરી.

વિનતિ વિના નિજ જનના રક્ષક, સદા છે વ્રજરાય રે;
એમ એક સ્થળ કહિ દાખ્યું તે, સત્ય છે-નિશ્ચે થાય રે .. વિનતિ૦—
જળ સ્થળ વન વસ્તીમાં સઘળે, વ્યાપી રહ્યા વ્રજરાય રે;
પોતાની મેળેજ ભક્તની, ભીડ ભાગવા જાય રે... ,,
વિજ્ઞપ્તિની વાટ જુએ નહિં, ભક્તનૂં ભલૂં કરે મનથી રે;
સચેત પક્ષ્મ જેમ અચેત લોચન, એમ સાવધ હરિ જનથી રે... ,,
સહુ કરવા સમ્રથ શ્રીજી પણ, નિજ જન અહિત ન થાય રે;
જન અજ્ઞાન ન હારદ સમજે, માટે અવગુણ ગાય રે... ,,
કોઈનું અહીત કરે નહિ કેશવ, તો કરે દાસનું કેમ રે ?
જીવ સ્વભાવિક દુષ્ટ, ધરે દુઃખ, બાળ-માતપર, જેમ રે... ,,
માતપિતાના અવગુણ બાળક, સમજણ પાખે ગાય રે;
માતપિતાને દોશ ન આવે, એમ દાસ વ્રજરાય રે... ,,
જેમ બને તેમ સમરો શ્રીજી, દયા દોષ માં ધરશો રે;
રાધાવર સહુ રૂડુ કરશે, સહજ શરણથી તરશો રે .. ,,

## પ્રભુને પ્રત્યક્ષ કરવાના બોધનું પદ.

પ્રકટ મળ્યે સુખ થાય, શ્રી ગિરિધર. પ્રકટ૦—ટેક.
અંતરયામિ અખિલમાં તેથી, કોહો કોનું દુઃખ જાય?...શ્રી ગિરિધર૦—

તૈલ વિના સ્ફુટ તિલ પુર્યેથી, દિપક કયમ પ્રકટાય ?
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટયે, શિ પેર્યે શીત સમાય ?...શ્રીગિરિધર પ્રગટ૦—
પૃથ્વિ ચાટયે તૃષા ટળે નહીં, અંતર જળ શ્રુતિ ગાય,
દિવાશળી પાષાણુ સ્પર્શેથી, કોહો કયમ જવાળા જણાય ?... ,,
સુરભી પેટમાં પય તેમાં ધૃત, પુષ્ટિ ન પામે તેથિ ગાય,
દોહિ મથી માંખણુને તાવ્યે, સર્પિ ભક્ષણ સુખદાય.... ,,
વ્યાપકથી વાતો નવ થાયે, તેથી આ જિવ અકળાય,
રસિયાજન મનરંજન નટવર, દયાપ્રિતમ વ્રજરાય... ,,

**મનુષ્યજીવનના અવલોકનનું તથા “આત્મબોધ” નું પદ.**

ગર્ભવાસ રાખ્યો રે, કૃપા તને બહુ કરી;
સદા સુખ આપ્યું રે, તેને કેમ ગયો વિસરી.... ટેક૦
વરણાગીમાં વાંકો હીંડે છે, પચીશ થયાં પરમાંણ,
છેલઇમાં તું છાકી ફરે છે, હંકાર ને અભીમાન;
ત્રીસે મોહ્યો સ્ત્રીને રે, ઘણા ઘણા નેહ ભરી... ગર્ભ૦—૨
દયા દાન ને પુણ્ય ન લાવ્યો, જ્ઞાન ને ગરીબાઇ,
હંકારમાં તું ગયો અફળાતો, લોભ લાલચમાં લેવાઇ;
સાઠે બુદ્ધિ નાઠી રે, તારણ કૈં ન આવ્યું તરી... ગર્ભ૦—૫
શિત્તેર થયાં ત્યારે શુદ્ધિ ના રહિને, ભાગ્યો પોતાનો ભાર,
કુટુંબ કબીલો કોઇ નવ માને, તોયે ન મ્હેલે અહંકાર;
સુમારગ ન ચાલ્યો રે, ડગલું નવ મેલ્યું ડરી... ગર્ભ—૬
એંશી થયાં ત્યારે આંખે ન સુઝે, થરથર ધ્રુજે તારી કાય,
કાયામાં કંપ વાયુ પ્રગટયો, તોએ ભજન નહીં થાય;
મુરખ નવ ચેત્યો રે, માયાએ તને લીધો ઘેરી... ગર્ભ—૭
સત્ય પુરૂષે સીદ્ધિમાં જોયું. તારૂં પાનું પુસ્તક નિરધાર,
ખાતામાં ઘણી ખોટજ દીઠી, “નાંખો નર્ક મોઝાર;
પાપી એ છે પુરો રે, પુછો એને ખોટી ખરી”... ગર્ભ૦—૧૧
કાયર થયો ત્યારે કાલાવાલા કરવા માંડયા અપાર,
હરી હવે ભજન નવ ચુકું તારૂં, એકવાર કાંડોની બ્હાર;
દાસ દયારામના રે હરી હાથ ઝાલો ફરી... ગર્ભ૦—૧૨

**પંજાબી પદ–રાગ રેખતો–**

સુનો સબ ખલક કહું તુમકું, ઐસી જિયા જુદૈ હૈ હમકું.
ઇશ્ક ભગવાનકા સાચા, જગતકા જુઝના કાચા;
એહિ આગમનિગમ બાંચા, સુનત દિલ દયાકા રાચા.

## પ્રકરણ ૯.

### મનબોધની કવિતાઓ. પદ-દાદરાની ગતના રાગનું.

૧— મન શ્રીરાધિકા ગોપાલ ગા રે૦—ટેક
કાહેકું તું દેહ દમન કરત, હે અજ્ઞાન જિયા,
વિદ્યમાન ફલ, સો અનાયાસ મિલ્યો વે... મન શ્રી૦—
નિર્ભય પરમાનંદ પદ, બિન પ્રયાસ પાવે સદ્ય,
કુમતિ કુપથ કાહેકું તું, જાય ચલ્યો વે... મન શ્રી૦—
જો તું તેરો ભલો ચાહ્ય, તો એ નામ લે તું ગાય,
**જાન દયારામ ભાગ્ય,** સુફલ ફલ્યો વે... મન શ્રી૦—

૨— **ગોકુલચંદ્રજીનું ભજન.-સંસ્કૃત ઢબનું-હિંદી-પદ.**

તૂં ભજ મન! મેરે ગોકુલચંદ્રં. ટેક૦
ગોકુલચંદ્રં, ગોપમયેન્દ્રં; શ્રી બ્રિજરાજ કિશોરં... તૂં ભજ૦—
યશોમતિ બાલં, મદન ગોપાલં; ગોપીજન ચિત ચોરં... „
રાધારમણં, જગત સ્તવનં; સર્વેશ્વર અતિસારં... „
આત્મારામં, પૂરણકામં; **દયારામ** ઉરહારં... „

૩— **મનબોધનું પદ.**

હો મનવા! શ્રીહરિ શરણે રેહેજે. ટેક.
અવર ઉપાય નથી કંઈ બીજો, કૃષ્ણકૃષ્ણ મુખ કહેજે... હો મનવા!૦—
સ્રી એજ મ્હોટી મોહની રે, બીજું સહુ એની હેઠ,
પ્હોચેલાને પણ પાડે પલકમાં, છેલ્લી પગથી થઈ હેઠ... હો મનવા!૦—
જ્ઞાન વૈરાગ્ય ગોઠે નહીં રે, ન ઉપજે હરીશું હીત,*
જાય વિવેક, વિકળ રહે રે, જ્યારે ચતુરા ચોરે ચીત... હો મનવા!૦—
મન તો ભ્રષ્ટ બધા વિશ્વનૂં રે, નવ રેહેવૂં સ્રીની પાસ,
ધીરાને ચંચળ કરે રે, એ ધાલે સત્યાનાશ... હો મનવા!૦—
ચતુરઈ સૌની ચૂલે પડી રે, કોઈનું નવ ચાલે જોર,
**દયા!** જગતમાં તેજ બચે, જેનો કર ગ્રહે નંદકિશોર... હો મનવા!૦—

૪— **ધનાશરી રાગનું-પદ.**

કર મન એહિ રે છેલાસોં પ્યાર (૨).
પુરશોત્તમ પરબ્રહ્મ સનાતન, શ્રી બ્રિજરાજ કુમાર... કર મન૦—
ગિરિધારી પૂરન અવતારી, જયાસેં સબ અવતાર... „
**દાસ દયાકો પ્રાનજીવન ધન,** શ્રી રાધા ઉરહાર... „

---

* "હીત" શબ્દ, અહીં "હેત" ના અર્થમાં વપરાયેલો છે.

૫— હરિમાં શ્રદ્ધાનું પદ.

મ્હાંનું બળિયુ રે, શ્રીકૃષ્ણ શ્રીરાધાવરનું;
તોપછી સાચેથી શું ના થાય રે? આશ્રમ અભય ન ડર તું... મ્હાંનુ૦—
ઉદરપરાયણુ દયે ભવેયે, વૈશ્નવ મ્હાંનૂ લીધું;
હત્યા તતક્ષણુજ ગૈ તેની, નૃપ–વૈશ્નવે સન્માન દીધું... મ્હાનુ૦—
"જય શ્રીકૃષ્ણ"–મુખ વાણિ ઉચ્ચરતો, ધરિ છાપ તિલક જપમાળ;
તેટલેથી નૃપ રંજન થઇને, ભગવદિ માન્યો રસાળ... મ્હાંનુ૦ –
બાહ્યચિન્હ ભગવદિનાં જોઇને, સૌકો ભક્ત પ્રમાણે;
દિનતા ભાવને સ્નેહ અંતરનો, તેતો અંતરયામી જાણે... મ્હાંનુ૦ —
કૂડે કપટે કારજ સીધ્યાં, ત્યારે સત્યે શ્રીકૃષ્ણ ક્યમ ન ચ્હાય;
અરે દયા! તૂં નાથજી છોડી, અળગો શિદ અથડાય? મ્હાંનુ૦—

૬— મનબોધની એક ગરબી–રાગ ભૈરવ.

જે કૌઇ જન કલ્યાંણુ ચાહો તે, સ્ત્રીની સંગત તજજો રે,
દુઃખનો દરિયો, પાપપૂતળી, શાંણા! સમઝી ભજજો રે... જે કોઇ૦–
અધીણુ ને અબળા એ સરિખાં, ગળે પડયાં નવ છૂટે રે,
તન ધન સુધરમ સહુ વણુસાડે, નરક પાડિ વછૂટે રે... ,,
પ્રેમદા, પુષ્પ, સરીખાં પેખો, નિરખ્યે મન મોહોવાયે રે,
સદા સર્વદા એવાં ન રહે, ચિત્ત પસ્તાવો થાયે રે... ,,
શણુગારી તરવારો સારી, અંતર એ હત્યારી રે,
ત્યમ સુંદર સ્ત્રી મોહન વચની, કાળજમાંહે કટારી રે... ,,
કામે દામે ચિત્ત નવ ચોંટે, સત્સંગ વ્હાલો જેને રે,
દયો કહે સાધૂ તે સાચો, શ્રીહરિ ન તજે તેને રે... ,,

Compare with this, the following, from Byron's "Child Harold's Pilgrimage" Canto I Stanza 83—

"Yet to the beautious form he was not blind,
Though now it moved him, as it moves the wise,
Not that Philosophy on such a mind
Ever deigned to bend her chastely-awful eyes:
But Passion raves itself to rest, or flies;
And vice that digs her own voluptuous tomb,
Had buried long his hopes, no more to rise."

કવિઓના અમુક વિચાર આવકારપાત્ર છે કે નહીં, તે એક જુદી વાત છે. પણુ તેમના તરંગો, આ દેશ કે પરદેશમાં, કેવાં સમાનતાથી ચાલી રહ્યા છે, તે જોવા, તેમનાં કાવ્યો, સાથે રાખીને વાંચવાં ઠીક લાગે છે.

## પ્રકરણ ૯.

૭૬ થી ૮૪ વરસ સુધીની વયમાં કરેલાં કેટલાંક સુંદર-કેટલાંક હૃદય-ભેદક, અને કેટલાંક પ્રભુ પ્રાર્થનાનાં કાવ્યોની તપાસણી.

સંવત ૧૮૮૮માં છેલ્લીવાર શ્રીજી ગયા, ત્યારે ૬૫ વરસની વયે ગાયેલું પદ.

### રાગ-જોગી આશાવરી.

અબ હોં શરન પર્યો, મેરો કર ધારો હો શ્રીજી!
તબ મેં જાય તર્યો, નિજ બલસોં તારો જો શ્રીજી... ટેક.
સાધન ધર્મ સકલ દેખે-બહુત કઠીન, ફલ ફીકો જી;
શ્રમ છોટો, ફલ જિનમેં મ્હોટો, શરન તિહારો નીકો જી... તબ મેં૦—
અબલ જીવ એક, અનેક રિપુ, કયોં શુધ સાધન બનિ આવે જી?
ચિત-કલેશ, બનિ જદવા તદવા, સો તુમકુ કા ભાવે જી?... તબ મેં૦—
કબહો બહુત કિયો શ્રમ સાધન, સુફલ કબુ કોઇ હોઈ જી;
લલિત ત્રિભંગી મોહન મિલાવે, સો સાધન નહિં કોઈ જી...તબ મેં૦—
એક બેર કોઉ કહે તિહારો, તોહે અભય કર ડારો જી;
દયો કહે, લખ કોટિ બેર કહુ, "હું શ્રીકૃષ્ણ! તિહારો જી"... તબ મેં૦—

સંવત ૧૯૦૪માં ગાયેલુ "માયાના નડતર" વિષેનું પદ.

હરિ હું શું કરૂં રે? મ્હારો માયા ન મૂકે કેડો. ટેક.
કોટિ કલ્પ સુધિ એણે ભમાવ્યો, ભમૂં હજૂ. નહિં છેડો;
મુજથિ ન છૂટે, ન આપ છોડાવો, મ્હારો કિયે કાળ નિવેડો?...હરિ હું૦—
સેવા સમરણ કયમ કરૂં? મ્હારો ક્ષણ ન છાંડે એ હેડો;
શું ગજુ મ્હારૂં? એ અવિદ્યા જીતી, કરૂં ચરણ કમળનો નેડો...હરિ હું૦—
આપ વિના એના સહુ ચેલા, કો'ને કહું "દુઃખ ફેડો!"
દાસિ તમારી જાય પ્રેરો ત્યાં, પાછિ ફરે જ્યારે તેડો... હરિ હું૦—
કરગરિ કહુ છું કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડયો-ન ખશેડો;
માયા કાળાગ્નિથિ બચે દયો, કૃષ્ણ કૃપા-જળ રેડો... હરિ હું૦—

### મંદવાડની પથારીમાં પડયે પડયે ગાયેલું પદ.

દર્શન દોની રે દાસને, મ્હારા ગુણનિધિ ગિરિધર લાલ;
નાથ નિવારો રે ત્રાસને, આપો આપ ઉપર અતિ વ્હાલ... દર્શન૦—

જપું નહિ અજપા રે જાપને, ન ગમે સુણવો અનહદ નાદ;
યજ્ઞ સમાધી રે ના ગમે, ન ગમે સ્વર્ગ મુક્તિના સ્વાદ... દર્શન૦—
અન્ય ઉપાસના રે ના ગમે, વિના એક પૂરણ પુરૂષોત્તમ;
ફીકાં લાગે રે સાધન સહુ, પહિ મુંને પ્રેમ-ભક્તિમાં ગમ... „
**સર્વે તપાસ્યું રે ફરી ફરી, કિંચિત ક્યહુ ના દીઠો સાર;**
સુખ એક દીઠું રે સરવથી, સેવા સમરણ નંદકુમાર... „
શ્રી માહાપ્રભુના રે કેહેણથી, મુજપર રીઝો રાધાનાથ;
સમુળ અવિદ્યા રે તો ટળે, હરિજી ઝાલો મ્હારો હાથ... „
શ્રી વૃંદાવનની રે કુંજમાં, જહાં કરે જુગલકિશોર વિલાસ;
**દાસ દયાની રે વીનતી, મુંને દાસી કરિ રાખો નિજ પાસ... „**

## શ્રીજીને શરણે જવા વિષેનું પદ.

અઘરો દિવસ એક આવશે, અલબેલા શ્રીજી! ત્યાં શુધ લેજો મ્હારી-ટેક.
તે વેળા સગાં વ્હાલાં, સહુ રેહેશે અળગાં;
જ્યારે જમના કિંકર ઝપટાવશે, અલબેલા શ્રીજી!... ત્યાં૦—
અવસરે આવી કર સાહાશો નહીં કૃષ્ણજી તો;
દુશ્મનનો દાવો ફાવશે, અલબેલા શ્રીજી!... ત્યાં૦—
દોશ દેખિ જો દિનાનાથ ઓસરશો તો;
તે સમે કોણ છોડાવશે? અલબેલા શ્રીજી!... ત્યાં૦—
કુપુત્ર કેરા અવગુણ ઢાંકયે શોભા પિતાની;
પ્રકાશ્યે-પોતાને લજવાવશે. અલબેલા શ્રીજી!... ત્યાં૦—
જેવો તેવો પણ દયો કહાવ્યો, તમારો પ્રભુ!
તમ વિના કોણ નિભાવશે? અલબેલા શ્રીજી!... ત્યાં૦—

## હરિની અકળગતિનું પદ.

શ્રી ગિરિવરધારી! તમારિ અકળગતી અલબેલા,
મતિ, મતિપતિ! હારી, જેના ચતુર સરવ છે ચેલા... શ્રી ગિરિવર૦—
ત્રણ આવરણ ભેદી જળ, શ્રિફળમાં કયાં થકિ આવે?
મહાપંડિતની મેધા થાકી, પરને શું સમઝાવે?... શ્રી ગિરિવર૦—

## આત્મપરિતાપનું પદ.

**હો સ્વતંત્ર શ્રીજી! કરો તમો જે મન ભાવે૦** (અથવા
હે સ્વતંત્ર શ્રીજી! એમ કરો જ્યમ ભાવે.) ઇશ્વર પ્રત્યે જોર ના કોઇનું ફાવે.
શરણ પડયા તેને પણ માયા અકળાવે... હો સ્વતંત્ર૦—

એક મ્હારે નામે હું સરખો નર થાય, નિત્ય નિરંતર નામ તમારાં ઘણાં ગાય;
શું કહિયે આધી વ્યાધિવિશે તે પીડાય રે... હો સ્વતંત્ર૦—
તમારો હું એકજ વાર કહે કોઇ, શ્રીકૃષ્ણ તેને આપો અભય બરદ જોઇ;
તે પણ અધુના નથિ દેખાતું. રહિયે રોઇ રે... હો સ્વતંત્ર૦—
શરણાગતનું સાધન સાધ્યું, સાધુપણું હાવાં શું જોવું ?
નિજ બળથી નિજ જન જાંણી, દુઃખ હવે ખોલું; દુઃખ અઘ ખોલું.
દયા પ્રિતમજી ! નહિં શોભે જોવું મ્હારૂં રોવું... હો સ્વતંત્ર૦—

## પ્રભુ-પ્રાર્થનાનું પદ.

પાઓ પ્રેમરસ પ્રાણજિવન રે, દીન થઈ જાચૂં રે,
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચૂં રે .. ૧
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે;
અમો છું રાજના ખાસા ખવાસ રે, એ મુક્તિ મન ન આવે રે... ૨
નિત્ય નિરખિયે શ્રીનટવર રૂપ રે, હોંશે હૈયામાંથી રે;
મન માન્યું મળે સહુ સુખ રે, તે એકતામાં ક્યાંથી રે?... ૩
દિવ્યરૂપ છો સદા સાકાર રે, આનંદના છો રાશી રે;
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરક નિવાસી રે... ૪

## પ્રભુપ્રાર્થનાનું બીજું પદ-રાગ ભૈરવ.

જેવોતેવો તમ શરણે આવ્યો, શ્યામ સંભાળી લેજો રે;
મ્હારાં કૃત્ય રખે છતાં કરૌ પ્રભુ ! જેમ તેમ શુભ કરજો રે... જેવો૦—
જનુનિ જનક નવ જુએ કદાપી, અર્ભકના અપરાધ રે;
તે ગતિ લહિ મુંને માફ કરો, પ્રભુ! મ્હારા કોટિક બાધ રે... „
મુરખ સુત ઉપન્યો ત્યારે તાતને, અવગુણ ઢાંકયે પાર રે;
પ્રગટ કરે તો પોતે લાજે, જાંણે સહુ સંસાર રે... „
ડાહ્યો હોય તે દુષ્કૃત ન કરે, કરવો એમ વિચાર રે;
ઘેલાને તો ગતિ નહીં ત્યારે, તેને તો શો માર રે ?... „
મેઘધાર મહિ રજ નભ ઊડે, ગણ્યે કો ન લહે અંત રે ?
તેથી મ્હારા દોષ ઘણેરા, ગણતી નહીં, અનંત રે... „
સમરથ ધણીનો ભારે ભરોંસો, બાકી પાર ન પામૂં રે;
મ્હારાં કર્મની ગણતી ન કરશો, હરિ તમારે શિર નાંમૂં રે... „
ગોકુળ અંતે પ્રકટ થશે ત્યારે, સર્વે જૂઠો કેહેશે રે;
દાસ દયો પ્રભુ ! લજ્જા તમો કર, જેમ રાખો તેમ રેહેશે રે... „

## પરભાતિઉ-રામગ્રિ રાગનું.

કૃષ્ણ કરુણા કરી, રૂપ નટવર ધરી, કોટિ કંદર્પથી અતિ રે સારૂ,
આપો દર્શન તો, થાઉં પરસંન હું, ટમટમે નિરખવા મંન મ્હારૂ. કૃષ્ણ૦
ભજન સમરણ તણું, વિર્યે મ્હારે નહીં, જેથિ હું ત્હારિ કાંતિ દેખું,
ઇંદ્રાદિક દેવને દ્રષ્ટે આવો નહીં, તે આગળ મ્હારૂં કોણ લેખું !... „
ભક્તિથી હીન હું, દીન દામોદરા, અન્ય એકું નથી મ્હારે દાવો,
મન તણા કોડ તે, મન વિશે રહિ જશે, નહિં સુણો નાથજી! મ્હારિ રાવો. „
કર્મ જોશો મ્હારાં તો કશું નહિં બને, દીન લેહેશો તો કાંઈક વળશે,
ભેટોની ભૂધરા ! રંક જાંણી મ્હને, કાર્ય સરશે, ત્હારૂં બરદ ફળશે. „
કોટી ભકત, ભક્તિથી આવી મળ્યા, શરણ શ્રીકૃષ્ણ ગુણ ગાતે ગાતે,
તેમાં અધિક એક, પતિત લઇ પાળજો, એમ જા ણો-દયો ધર્મ ખાતે. „

## દીનતા રાખવા વિષેનું પદ.

નથિ કોઇ સાધનનું રે કામ, એક દિનતા માત્ર રાજી છો.
ગર્વગંજન છો જી ધનસ્યામ ! એક દિનતા૦—ટેક.
રાસ રમતાં ગોપી ગર્વ થયો ત્યારે, હરિ થયા અંતરધ્યાન—જોઇ લ્યો !
શ્રમ કરિ થાક્યાં૦ કાંઇ અર્થ સર્યો નહીં૦ આવી દિનતા, મળ્યા ભગવાન!
એક દિનતા૦—
સઘળાં સાધન અહંકાર બગાડે, અંતરાય મ્હોટો એ જગખ્યાત. જોઇ લ્યો૦
રહેજે દયાના પ્રભુની પ્રાપ્તિ કરાવે, એવી દીનતા એક—વેદે વાત૦
એક દિનતા૦—

## પ્રભુપ્રાર્થનાનું પદ—રાગ ધોંસો.

મેરે મન, શિર, નયન, નિત્ય બિરાજો, સહિત પ્રાનપ્યારે,
નંદની શ્રીવૃષભાનુજકી, શ્રીગુરૂબલ્લભ લાલ, કૃપાદ્રષ્ટિ કીજે;
યેહી આશ હે, મોંકુ દાન દીજે જી.
(રાગ તોરો) શ્રી ગિરિધર પ્રાનપ્રિયા રાધા, નામસેં ભાગે ભવબાધા;
કૃપાસાગરી તૂં કલ્યાંણી, બલ્લભા વ્રંદાબન રાણી,
પિતા વૃષભાનું કિરતી માતા, શેષ, શિવ જનની સુખદાતા;
દયા કરી દયો શરણે રાખો, દાસ તિહારો શ્રીમુખ ભાખો જી.

### મંદવાડની પીડાનું પદ-રાગ ગઝલ-ગત દાદરાની.

દિલકે દરદસેં શ્રીજી ! હમ તો ખૂબ હેરાન હુવે,
અંદરકે દરદસે શ્રીજી ! હમ તો ખૂબ બેજાર હુવે;
હમ તો ખૂબ બેજાર હુવે; હમ તો ખૂબ લાચાર હુવે,
તોભી ઇજા ન મિટિ, શિર ધની ભગવાન હુવે... દિલકે૦—
ફિકર આતસ જલાયા, હુવા ખાક કલેજા,
તોભી હજરતકું, નહિં પોકારતા હેરાન હુવે... દિલકે૦—
મેહેરકી નિધા, જબ થી, ખાવિંદકી મેરપેં,
તબ કછુ ના ચલા જાદે, દિગ સેતાન હુવે, દિલકે૦—
જાહર કહના લાજમ નહીં, મનકે મેહેરમસેં,
કૈસા થા દયા? અવલ મેહેરબાન હુવે... દિલકે૦—

### દર્દપીડીત પ્રાર્થના અને પ્રભુના સાક્ષાત્કારનું પદ
### રાગ-સોરઠ-ગત દીપચંદી.

શ્રીજી ! શામાટે રે સાંભળતા છો નહિ મ્હારી વીનંતી ?
વ્હાલાજી ! મુને તે કોહેની.
કેહેશો "સુંણિએ છે"-તો ઉત્તર દ્યોની... શ્રીજી !૦—
ગમું તમને તેવો હું કેમ થાઉં ? માયાજાળે ઘેરાયો ક્યાં જાઉં ?
તમો વિના બળ નથી, ક્યાં અથડાઉં ?... શ્રીજી !૦—
સેવું સમરૂં ક્યમ અગ્નિ બળતાં ? છો દયાળુ, દયા નાવે ટળવળતાં,
કૃપા કરો તો વિલંબ નથી દુઃખ ટળતાં... શ્રીજી !૦—
જાણી જોઇને ના બોલો—કહું શું કથી ?
સ્વામી કહ્યા વિના રેહેવાતુંજ નથી, મારૂં કાંઇ નવ ચાલે,
મરૂં હું છું અથી... શ્રીજી !૦—
જીવ દુષ્ટ સ્વાભાવિક છે જાણો, મ્હારા શામાટે અવગુણ આંણો ?
નથી આંણતા-તો આવડુ શિદ તાંણો ? શ્રીજી !૦—
જેને પ્રાણ સરિખું પ્યારૂં કહિયે, તેને પોતાનું જાણિને પાંણી ગ્રહીયે;
આમ તેથિ છેક અળગા નવ રહીયે... શ્રીજી !૦—
હાર્યો હરિ હાવાં કરગરતો રડતો, મુંને જવાબ હજુ કાંઇ નથી જડતો;
રખે પતિત જાણિને મેલ્યો હોય પડતો... શ્રીજી !૦—
મ્હારા વ્હાલા મ્હારી અકળામણ ટાળો, કૃપાદ્રષ્ટિ કરીને સ્હામું ભાળો;
જેવોતેવો છે દયો તમારો—પાળો... શ્રીજી !૦—

## અંદવાડની પીડાનું પદ.

હે હરિ ! હૂં તો હાવાં હાર્યો, અતિશે અકળામણનો માર્યો—જે ગમે તે કરો.
ભ્રષ્ટ હૃદે માને નહિ શિક્ષા, જગમાં લજાવી વૈશ્નવની દિક્ષા જે૦—
મન ઉદ્‌વેગ અતીશે પાડે, મૂકયાં ઉચિત કર્મ સહુ મીડે જે૦—
બહુ દુઃખ જે કૃતિ નિશદિન કરીને, જાય મન ત્યાંનૂં ત્યાં ફરિને જે૦—
તન જયમ વૃદ્ધ, થયું મન બાળક, ઉપર ઉજવળ અંતર કાળક. જે૦—
અંતકાળ દુઃખથી કાંપુ છું, સત્ય વચન સમરી જાપું છું. જે૦—
પ્રભુ જયમ રાખો છો ત્યમ રહુ છું, જે શિર પાડો છો તે સહુ છું, જે૦—
જાણું છું કરશો સહુ સારૂં, પણ વણ સમજે ભટકે મન મ્હારૂં. જે૦—
જીવથી નિજ બળ કશું નથિ થાવું, સનેપાતમાં ગાંડુ ગાવું, જે૦—
જેવો શરણ પડયો છું મહાપ્રભુ, તેવો અટળ રાખો હું અડગો છું. જે૦—
મનુષ કોઈથી વ્હાંણુ ન હાલે, ગગન પવન શઢ ભરે ન ચાલે. જે૦—
વિનતિ દયાની એ ફરિ ફરિને, પ્રગટ મળું સેવું હું હારને. જે૦—

## રાગ–ભૈરવ–ગુર્જરી રાગ મીશ્રીત.

ઘણો ધુંચવાગો બહુ બળું છું, અતિ અકળામય થાય રે,
બળિઆ પ્રભુ બેલી નથી થાતા, શરણાગત કયાં જાય રે ? ટેક૦—

સઘળી યોગ્યતા જીવમાં ક્યાંથી ? જાણી જોઈને ન સુઝી' કહો રે;
થઈને કૃપાળુ કર ઘો કાંને, વિવેકે લાગે ધોકો રે... ઘણો૦—

કુકર્મ દેખી રૂઠયા કરો છો, શુભ મતિ દેતા છોની રે;
મ્હારૂં કર્યું કાંઇ નથી નિપજતું, કેમ કરૂં હાવાં કોહોની રે... ઘણો૦—

વિધિ શિવ શેષ સરીખા હાર્યા, હુંથી કોહો કયમ રીઝો રે,
મારૂં બળ એક કરગરવાનું, ઉપાય ન મળે બીજો રે... ઘણો૦—

સાધન સાધ્ય નથી તમે શ્રીજી, પ્રેમ તમારી પાસે રે;
દયા કરો નહીં દીન લહીને, કાહું દીન શી આશે રે... ઘણો૦—

ત્રિતાપ હોળીમાં ધીકું છું, નિજપદ મન કયમ લાગે રે;
નહીં તો નહીં,–એમ નિરાંત ન મળે, મોટી આશ ન ભાગે રે... ઘણો૦—

પાંમર છું પામરીની તૃષ્ણા, કેહેતાં લાજું સ્વામી રે;
સહજે શરણાગત લહી રીઝો, શું કહું અંતરયાંમી રે... ઘણો૦—

બીડયું શીડયું ભિતર બળે છે, કહેતાં કાંઇ નવ ફાવે રે;
સઘળું સુખ ત્યારે જ્યારે હરી, દયા તમોને આવે રે... ઘણો૦—

## પ્રકરણ ૧૦.

### ૧ પ્રભુ ક્યાં વસે છે? તે વિષેનું અલંકારી પદ.

નિશ્ચેના મેહેલમાં વસે મ્હારો વ્હાલમો, વસે વ્રજલાડીલો રે;
જે રે જાયે તે જાંખી પાંમે જી રે;
ભુલા ભમે તે બીજા સદનમાં શોધે રે, હરી ના મળે એકો ઠામે રે. નિશ્ચેના૦—
સત્સંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પુછી જાજો રે;
ત્રેહે તાપ પોળીઆને મળી મ્હોલે પેશજો રે,
સેવા સીડી ચઢી ભેળા થાજો રે... નિશ્ચેના૦—
દીનતાના પાત્રમાં મનમણી મુકી રે, ભેટ ભગવંતજીને ધરજો રે;
હુંભાવ પુંભાવ નોછાવર કરીને રે, શ્રી ભગવંતજીને વરજો રે... નિશ્ચેના૦—
એ રે મંડાણનું મુળ હરિઇચ્છા રે, કૃપાવીના સિદ્ધિ ન થાય રે;
શ્રીવલ્લભ શરણુ થકી સહુ પડે સ્હેલું રે, દૈવીજીવ પ્રત્યે દયો ગાય રે... નિશ્ચેના૦—

### ૨ ગોકુલનાથજીની સ્તુતિનું પદ—રાગ સોરઠ.

શ્રીગોકુલપતિ ઘનશ્યામ, જય અવધનાથ શ્રીરામ. ટેક૦
રાધાવર કંસ વિડારે, સીતાપતિ રાવન મારે;
ઇત ઉગ્રસેન નૃપ કિનો, ઉત રાજ્ય બિભીખન દીનો... શ્રીગોકુલ૦—
બંસીધર યદુ અધીપા, ધર કર ધનૂસ રઘુકુલ દીપા;
રૂખિકેષસે હલધર વીરા, લછુમન અગ્રજ રન બીરા... શ્રીગોકુલ૦—

### ૩ રસનાને બોધનું પદ.

રાધેકૃષ્ન, રાધેકૃષ્ન, ગાયલે રી હો, એરી મેરી રસના— રાધેકૃષ્ન. ટેક૦—
શ્રી વલ્લભ, શ્રી વિઠ્ઠલ, શ્રીજી, નિશદિન યેહી રટી માહા પદ પાય લે. રાધેકૃષ્ન૦—
જપ તપ તિરથ ધર્મ નેમ વૃત, નામકો અંસ, એ સંસે સરકાય લે. „
ધ્યાન યજ્ઞ પરિચર્યા ફળ, કળિ ફિરત નહીં તેં, ભાગવત વંચવાય લે. „
અતી દુસ્સાધ્ય ભક્ત્યાદિક પંથ ટલી, ચરન શરન ગિરિધર સિર નાંય લે. „
દયાકી જિવન જોરિ, રંગિલિ પ્રિતમ પ્યારી,
હૃદય કમલમેં તું હિતસોં બસાય લે. „

### ૪ હરિનામ રટણનું પદ—રાગ જંગલો.

શ્રીકૃષ્ન હરિરામ રામ, રાધે ગિરિધારી;
રાધે ગિરિધારિ શ્યામ; રાધે ગિરિધારી શ્રીકૃષ્ન૦—
દયા પ્રિતમ રટ નામ નિરંતર, શબ્દ લહર સુખકારી... શ્રીકૃષ્ન૦—

## આપણી ૧૦ ભૂલો.

From કવિચર્ચામાળા page 136.

૧. કહે છે કે, કવિ **દયારામ બહુ રૂપાળા હતા.** સ્ત્રીઓ તેમને જોઈ દિંગમૂઢ બની જતી. તેથી તે નઠારા–એમ માની લેવું એ **ભૂલ છે.** To be born beautiful is no crime, no fault, of one's own creation.

૨. ન્હાંની વયમાં, નઠારી સોબતમાં ફરતા–તેથી એ નઠારા–એમ પણ ન કેહેવાય. કવિ પોતે ખુલાસો કરે છે કે–

" દુઃસંગ દોશ, મુંને જળ–પંકજ પ્રમાણ નવ લાગે. "

૩. ઇચ્છારામભાઇએ બૃ. કા. દો. ભાગ ૫ ને ૨૪ મે પાંને એક દાખલો એવો આપેલો છે, કે જે વાંચતાં **દયારામ નઠારી ચાલના હતા–એમ લાગે. પણ** એ ગપોડું જેના નામે હંકાયેલું છે, તે મુળ પુરૂષ–કવિ વિજયાશંકર-ને મળીને, થયેલી વાતચિતનો, મી. શેઠે, પોતાના " દયા-રામ ચરિત્ર " ની પ્રસ્તાવનામાં, ધટસ્ફોટ કરેલો છે, તે વિચારવા લાયક છે. **એથી** દયારામ **નિર્દોશ હતા**–એમ આપણે જોઇ શકીએ છીએ.

૪. દયારામ જીવિત પર્યંત કુંવારા હતા; અને ધરકામ માટે તેમણે એક બાળ–વિધવા સોનારણને દાસી તરીકે આશરો આપ્યો હતો–તેથી તે નઠારા–એમ પણ ન કેહેવાય. જુઓ વાંચો, Lecture 9th on Dayaram.

૫. દયારામ સ્ત્રીમંડળમાં બેસતા, અને શ્રૃંગારી કવિતાઓ અચ્છિ-રીતે લલકારતા. તેથી એ નઠારા–એમ પણ ન કેહેવાય. જુઓ વાંચો " કવિ ચર્ચામાળા " પાનું ૧૩૦.

૬. " નર્મગદ્ય " માં–કવિ ચરિત્રને ૫૪ મે પાંને લખ્યું છે કે, એ કવિને પાછલી વયમાં પાંચ મહા ભયંકર વ્યાધી લાગુ પડયા હતા. **તેથી તે નઠારા–એમ માંની લેવું**–એ પણ એક ગંભીર પ્રકારની ભૂલજ છે. જુઓ વાંચો, Lecture 18th on Dayaram.

૭. કવિનાં કેટલાંક કથનો અને કવિતાઓમાંથી, તેમના **દુરાચારની કબુલતો મળી** આવે છે. તેથી એ નઠારા હતા–એવો **શક જાય ખરો. પણ** એ તો ભક્તોને–જાત અને જનસમાજને સીધે રસ્તે દોરવા માટે–પડેલી, એક જાતની અતિ સુંદર–વખાંણવા લાયક–આદત, the most beautiful way of telling lies, to keep oneself and others go the right way–જેવું કેહેવાય. **દયારામે એકલાએજ નહીં,** પણ લગભગ તમામ હરિભક્તોએ–એજ રીતે–દીનભાવે કહ્યું છે,

કેહે છે, અને કેહેશે. **તેથી કાંઇ તે દુષિત કેહેવાય નહીં.** જુઓ વાંચો Lecture 18th on Dayaram.

૮. ડભોઈ નિવાસી નારણદાસે "દયારામ ચરિત્ર" પ્રસિદ્ધ કર્યું છે. તેમાં લખે છે કે-દયારામ કવિ ડભોઇમાં જન્મ્યા હતા. **આ એક ભૂલ** છે. કવિ પોતેજ કહે છે કે-તેમની **જન્મભૂમી ચાંણોદ હતી.** જુઓ દ. ૨. મા. ભાગ ૨ પાંનુ ૪૦ મું.

૯. કવિ નર્મદ, કાંટાવાળા વિગેરે ઘણાએ જણાવેલું છે કે, કવિ દયારામની માનું નામ રતનબાઇ હતું. આ એક ઉતાવળમાં થયેલી, અને તે પછી ચાલુ રહેલી ગંભીર ભૂલ છે. દાસીનું નામ તેજ માનું નામ કેવી રીતે હોઇ શકે? ભાગ્યેજ હોય. કવિ પોતેજ કહે છે કે, **તેમની માનું નામ રાજકોર હતું.** જુઓ દ. ૨. મા. ભાગ ૧ પાંનુ પેહેલું. લીંટી ૧૧ મી.

૧૦. "નર્મગદ્ય" માં-કવિચરિત્રને ૫૩ મે અને ૫૫ મે પાંને, અનુક્રમે, જણાવેલું છે કે, દયારામનો જન્મ સંવત. ૧૮૩૩ માં થયો હતો. અને તે ૭૫ વર્ષની વગે ગુજરી ગયા હતા. **આ વાત ખોટી છે.** ચિમનલાલ નંદલાલે, કવિ નર્મદને લખેલો પત્ર મોજુદ છે. તેમાં સ્પષ્ટ જણાવેલું છે કે, **દયારામની ઉમ્મર**-મરણ સમયે-૭૫ નહીં, પણ **૮૫ વરસની હતી.** જુઓ "કવિ ચર્ચામાળા" ના ૧૩૧ મા પાંનાની છેલ્લી છ લીંટીઓ.

આ ઉપરાંત કવિની મર્ણતિથી, દાદાનું નામ, દયારામની અટક, તેમની માશીનું નામ વિગેરે ઘણી વાતોના તફાવતનાં ધોલૈયાં "દયારામ ચરિત્રો" માં ઘુશી ગયાં છે-એ વાત ખરી છે. એ બધુ બીજી અનુકુળતાએ જોવાશે. હાલ તો એટલુંજ કે, **ઉપર બતાવેલા ૧૦ અવળા સંજોગોમાં** પણ, બારિક તપાસ કરિયે છીયે, તો ઘણી વાતોમાં "એમ ન્હોતું"-એવું જણાઇ આવે છે. એટલે:—

**આ આપણી ૧૦ ભૂલો,** તે Dayaram's white-wash હોય, એમ કદાચ લાગે. પણ વસ્તુતઃ તેવું નથી. **કમળાવાળો ધોળાને પીળા દેખે**-એ રોગ નિવારણ માટે રોગીએ પોતે જ દવા લેવી જોઇએ. પણ અહીં તો, વિચિત્ર વાત એ છે કે, **પાયા વગરની શંકાઓ કરીને આપણે દયારામને દૂષિત જોયા, તેનું પ્રાયશ્ચિત** તે ભોગવે. મતલબ કે, આપણો કળિચુનાનો કુચડો, તેમના મેલા દેખાતા જીવનપર ફેરવિએ-તોજ એ ઉજળા દેખાય!! શી આપણી ઉદારતા! જે મેલુ નથી, તેને White-wash હોય જ શાંનો? ખરી રીતે **White-washing Dayaram જેવું છેજ નહીં.** અને આપણે સૌ જાંણીયે છીયે તે કરતાં, દયારામ કવિ, વધારે સારા-વંદનીય-પુરૂષ હતા એજ વાત સત્ય છે.

# કાવ્યનિમજ્જન.

અથવા—કવિ દયારામના સુંદર કાવ્યસાગરમાં મારેલી ડુબકીઓ—જુઓ વાંચો દ–૨–મા–ભાગ ૧ પ્રકરણ ૧૦ પછીના અનુસંધાનમાંઃ—

## ૧ અજામિલ આખ્યાન.

આ કાવ્ય લખ્યાની સાલ વિષે બોલતાં કવિ દયારામ નવમા કડવામાં લખે છે કેઃ— રાગ માલકોશ.

સંવત અષ્ટાદશ ત્રેસઠમાં, માસ ભાદ્રપદ સાર જી,
શુક્લપક્ષ શુભ તિથિ પૂર્ણિમા, શતભીષા બુધવાર જી.
પુરણ કથા તે દિવસે થઇ છે, શ્રીગુરૂ કૃષ્ન કૃપાય જી,
અજામિલ આખ્યાન કર્યું એ, મહદ પુરૂષ આજ્ઞાય જી.

મતલબ કે કવિએ પોતાની ૪૦ વરસની વયે આ કાવ્ય લખ્યું હતું. કયે સ્થળે, તે હકિકત હાથ લાગતી નથી. એ કાવ્યના આધાર વિષે બોલતાં કડવા ૧ માં કવિ લખે છે કે— રાગ ઢાળ.

શ્રીમદ્ ભાગવત ષષ્ટમ સ્કંધે, ગાઇ ગાથા જેહ,
ત્રણ અધ્યાય આધના, પદબંધ ભાખું તેહ.
વળિ પાતક, વળિ પ્રાયશ્ચિત, તે તણો ક્યાં પાર!
કુંજરકેરા સ્નાન સરખો, ઠર્યો એહ પ્રકાર.
દાન કરતાં તો દામજ જોઇએ, જોઇએ પાત્ર કુપાત્ર,
જાય દાન કુપાત્ર કરમાં, વૃથા થાય કૃતિ માત્ર.
કર્મથકિ બંધાયો જિવ તે, કર્મે કેમ મુકાય?
પંકે લેપ્યું અંગ તે, કયમ પંક થકી ધોવાય?

આ શંકાઓના સમાધાનમાં કવિ કહે છે કેઃ—

રાગ રામગ્રી—એક વાર શ્રીકૃષ્ન નામ, કોઇ પ્રાણી વદન આલાપે,
તો તેને સ્વપ્ને પણ યમચર, કદા ન દર્શન આપે.

પછી કથા–વાર્તાનું મંડાણ કરતાં કહે છે કેઃ—

કાનકુબ્જ અભિધાન દેશમાં, રેહેતો બ્રાહ્મણ એક,
કુકર્મથી પડ્યું નામ અજામિલ, આપે અતિશે વિવેક.

એ ભ્રષ્ટ, પાપી, ચોર અજામિલ બ્રાહ્મણ, અને તેની રખાત પૂંશ્ચલી જ્યાં રહે છે, તે સ્થળનું વર્ણન, કવિ ત્રીજા કડવામાં, મેવાડા રાગમાં કરે છે કેઃ—

(ચોપાઈ) સ્વચ્છ ચારૂ એનો ઑતરો, ત્યાં એક તુલસી–ક્યારો ખરો,
તિર્થવાસિ કોઇ સાધૂ હતા, તે ત્યાં આવ્યા સ્થળ શોધતા.

અજામેલને કેહે હરિજંન, ગર્ભવતિ છે તુજ સ્રીજંન,
પુત્ર પ્રગટ થાશે એહને, "નારાયણુ"-કેહેજે તેહને.

પછી દેશાખ રાગના ચોથા કડવામાં કવિ કહે છે કેઃ—

પાંમ્યો માયાના સુખમાં હર્ષ, એમ વિત્યાં ૮૮ વર્ષ,
સુતો મર્ણ સજ્યાએ જ્યહાં, યમદૂત આવ્યા ત્રણુજ ત્યહાં.
"ઓ નારાયણુ! ઓરો આવ્ય, મુંને આ ભયથી તૂં મુકાવ્ય."
એમ પુત્રને કરતાં પોકાર, વિશ્નુદૂત આવ્યા ધાઈ ચાર.

એ વિશ્નુદૂતોએ અજામિલને યમદૂતના પાશમાંથી છોડાવ્યો. પછી—

કડવું ૫ રાગ ઢાળઃ—

આતતાઇ ઇત્યાદિ દુષ્ટ હોય, જાતિ અધમ ચંડાળ,
તે પણુ છૂટી સઘ શ્રેય પામે, ગાતાં શ્રી ગોપાળ.
અમૃત અહાર થયો અજ્ઞાને, તોપણુ અમર થઈ જાય,
એમ નીતિ ગુણુ કૃશ્ન નામનો, સેંજે પણુ સુખદાય.
કોટિ વર્ષનો અંધકાર, કોઇ મંદિરમાં હોય જ્યમ,
દિપ એક દીઠે સઘજ ન્હાસે, નામ થકી અઘ ત્યમ.
ભીતર બાહ્ય પ્રકાશ ઉભય સ્થળ, કૃશ્ન કથ્યે મુખ થાય,
ઉમર દીપ ધર્યે જ્યમ આંગણુ, સદન તિમિર સઘ જાય.
અગ્નિ કેરો તણુખો પણુ જ્યમ, કાષ્ટ સકળને બાળે,
એમ નામ અરધૂ પણુ દીધૂં, અતિશે અઘને ટાળે.
ગુણિકા એક હતી મહા પાપી, દુષ્કૃતિની કરનાર,
તેણે પોપટ ભણુાવતાં, "રા" કાર કર્યો ઉચ્ચાર.
"મ" કાર મુખથી કેહેતા પેહેલી, પામી તે ત્યાં મર્ણ,
અર્ધ રામના નામ પ્રતાપે, પ્રાપ્ત થયા હરિચર્ણ.
પડયું અવળું જેમ બીજ ક્ષેત્રમાં, તે પણુ ઊગે સત્ય,
રામ નામ પણુ ત્યમ ઉલટું, ફળ આપે મહિમા અત્ય.
સરળ ઘણું ને શ્રમ નહિ જેમાં, નહિ સાહિત્યનું કામ,
સમ્રથ બહુ સહુ સાધન કરતાં, એવું "નારાયણુ" નામ.

આગળ ચાલતાં, ભીલડી રાગના કડવા ૬ માં કવિ ગાય છે કે—

એવું સમ્રથ હરિનામ, તે અજામેલે લીધું,
પ્રાયશ્ચિત કોટી જન્મનાં અઘનું એણે કીધું.

કડવું ૭ રાગ સોરઠો.

સ્હેજે નારાયણ કહ્યાનો, જો મહિમા છે અહાવો જી,
ભાવ સહિત જો ભજન કરૂં તો મળે મુને ઘણો લ્હાવો જી.
શુકજી કહે હરિ નામનો મહિમા, એવો છે સાંભળ રાય જી!
સુત પુરાણિએ શૌનકાદિકને, પણ એ કહ્યો મહિમાય જી.

પછી કડવા ૮ માં **नाहं वसामि वैकुंठे**...એ શ્લોક યાદ લાવી, કડી ૫૪ માં તેનું ભાષાંતર કરીને કવિ ગાય છે કે—

વૈકુંઠે વસતો હૂં નથી, ના યોગી ઉર માંય,
ભક્ત મ્હારા ગુણ ગાય છે, ઉભો રહું છું ત્યાંય."

ત્યારબાદ કવિ હર્ષમાં આવી જઇ ગાય છે કે—

નામ પોતાનું સાંભળી, હરિ આવે છે ધાઇ,
"શું આપું? શું કરૂં એને"? એવા જાય છે મોહોવાઇ.
શ્રીકૃષ્ણનું કિર્તન જે કરે, તે સદા છે પાવન,
પવિત્ર કરે અન્ય પ્રાણિને, જેને દે દરશન.

કડવુ ૯ રાગ માલકોશ.

કૃષ્ણ તણું કિર્તન જેને મુખ, કળિમાં તેજ કૃતાર્થ જી,
કહે કૃષ્ણ, ને અન્યને કેહેવરાવે, તેજ મોટો પરમારથ જી.

## ૨ શ્રીદશમસ્કંધ લીલાનુક્રમણિકા.

આ પછી કવિએ ૪૪ વર્ષની વયે, "શ્રી દશમસ્કંધ લીલાનુક્રમણિકા" નામનું કાવ્ય લખ્યું કેહેવાય છે. પણ સાલ, કે સ્થળનો, કાવ્યમાંથી પત્તો મળતો નથી. પુર્વાર્ધ અને ઉત્તરાર્ધ એમ બે ભાગ પાડીને કરેલી, શ્રીમદ્ ભાગવતમાંથી દશમ સ્કંધની હકિકતના ઓળીયા જેવી, આ સાદી કવિતા છે. ખાસ નથી. પણ દિનચર્યામાં સુર્યની કળા બદલાય, તેમ સંપૂર્ણ કૃષ્ણચરિત્રની રેષાઓ દોરી, કવિ કહે છે કે— (રાગ આશાવરી)

"પુતનાના, પય પાનને મીષે, પ્રભુએ સોસ્યા પ્રાણ."
"વળિ માતાને દેખાડયું, મુખ વિષે વિશ્વ અશેષ"... (પુર્વાર્ધમાંથી)
અને—"રાજ્યાભિષેક કર્યો ઉગ્રસેનને"...તથા
પાર્થનું સારથપણું કર્યું, (તથા) કથ્યું ગિતાનું ગ્નાન—(તેમજ)
"ભક્ત જાંણી અર્જુનને, બ્હેન સુભદ્રા પરણાવી"... (ઉત્તરાર્ધમાંથી)

ઈત્યાદી "દશમ અનુક્રમણિકા"ની સાદ્યંત હકિક્ત જોતાં, લંપટ લેખાતા કૃષ્ણના સામર્થ્યની કળાઓનુ ભાન થઇ, પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે,

## ૩ સતસૈયા.

કવિ દયારામ પોતાની ૪૯ વરસની વયે, **સતસૈયા** નામનું ૭૩૧ દોહાનું, **સુંદર હિંદી કાવ્ય** લખે છે. એમાંના કેટલાક વિચારની, " રસિક રંજન," રસિકવલ્લભ, અને દ. કા. સં.–સાથે રાખીને વાંચતાં, અરસપરસ–વિસ્તાર સાથે, કે સંક્ષેપમાં, પુનરૂક્તિ, એટલે–આપ લે–થયેલી નજરે પડે છે. પણ એકંદર મેળે, સાહિત્ય પ્રેમીઓને તે **મનન** કરવા **લાયક**, તથા કાવ્ય ચમત્કાર સાથે કાળજીપૂર્વક લખાયલું સુંદર કાવ્ય માલમ પડે છે. કાવ્ય ક્યારે લખ્યું, તે વિષે બોલતાં કવિ કહે છે કેઃ—

દુહા—શક અષ્ટાદશ દ્વહુતરા, શુભ્ર પચ્છ નભ માસ,
મિતિ–શ્રીરાધાઅષ્ટમી, બાર ગુરૂ–શુભ રાશ. ૭૨૬

તા દિન–સંપૂરન ભયો, **સતસૈયા શુભ ગ્રંથ,**
પઢે, સુનેં, શિખે, સુમતિ, લભ્ય કૃષ્ણપદ પંથ ૭૨૭

પુરૂષોત્તમ ગોપીશ શ્રીકૃષ્ણ મનોહર રૂપ,
તદ્પ્રિત્યર્થ સુગ્રંથ યહ, **નહિં રિઝવનકો ભૂપ.** ૭૨૮

પિંગળ પદ્ધતિ દેખિકે, રચના રચિત અદોષ,
તદપિ હોય ભુલ, સમઝિયો, હરિજન ! ગુન, તજિ રોશ. ૭૩૦

**દયા,** સતસિયા ગ્રંથ યહ, બિરચિત પરઉપકાર,
સબ સજ્જનં દૂષન તજિ, ગ્રહન કીજિયો સાર. ૭૩૧

દયારામનું **આ એકજ કાવ્ય,** શબ્દની કરકસર સાથે એવું તો કઠીન, એટલે અર્થ ગાંભિર્યવાળું છે કે, તેની ટિકા, કવિએ પોતેજ લખીને, નમ્ર ભાવે પોતાના માનિતા શિષ્ય રણછોડ જોશીનું મહત્વ વધારવા, તેને નામે રજુ કરેલી છે. " યથામતી યહ ગ્રંથકો, કીનો અર્થપ્રકાશ,
દીનદાસ રનછોરનેં, કરૂના બલ અવિનાશ."

**દયારામે આમ કેમ કર્યું?**–તે તો, તે જાણે. પણ કવિ નર્મદ લખે છે કે–" રણછોડ સાથે પડેલા પ્રસંગ ઉપરથી કહી શકુ છું કે, એનામાં–સતસૈયાની ટિકા–જેવી મ્હારા જોવામાં આવી છે, તેવી–કરવાની શક્તિ નથી. હું ધારૂં છું કે, શિષ્યનું માન વધારવા, અથવા પોતાના ગ્રંથની પોતે ટિકા કરવી–એ અવિવેક જેવું લાગ્યું હશે, માટેજ, પોતે કરેલી ટિકાપર,–નામ રણછોડનું રાખેલું."

આ કાવ્યપર, ઉડતી દ્રષ્ટિ ફેંકીએ છીયે, તો **પેહેલા પાંચ દુહામાં મંગળાચરણ**, ૬ થી ૬૦ સુધીમાં પ્રભુપ્રાર્થના અને આજીજીની વાત, ૬૧ થી ૧૪૨ સુધીમાં "પ્રેમવર્ણન", અને ૧૪૩ થી ૧૫૬ સુધીમાં "અનન્યાલંકાર"પર કલમ કસીને, પછી કવિ–નીચે પ્રમાણે નાયિકા–લક્ષણના દુહા લખે છે.

પ્રોશિત ભર્તિકા–દુહો નંબર ૧૫૭ તથા ૨૨૪ થી ૨૪૮ અને ૨૮૫ થી ૨૯૫.

ક્રિયાવિદગ્ધા– ,, ૧૫૮ થી ૧૭૦ તથા ૧૭૩ થી ૧૭૬ અને ૧૮૯.

વાક્‌વિદગ્ધા– ,, ૧૭૧–૧૭૨–૨૦૦ અને ૨૦૯.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખંડિતા વિદગ્ધા– | દુહો નં. | ૧૭૭ | વિપ્રલબ્ધા– | દુહો નં. | ૧૯૯ |
| અનુસયા– | ,, | ૧૭૯ | આગમ પતિકા– | ,, | ૨૦૨–૨૦૩ |
| ખંડિતા– | ,, | ૧૮૧-૧૮૨ | પ્રેમ ગર્વિતા– | ,, | ૨૦૭ |
| ખંડિતા ધીરા– | ,, | ૧૮૪ | માનવતી– | ,, | ૨૧૦ થી ૨૨૩ |
| સ્વયં દૂતિકા– | ,, | ૧૭૮ | રૂપ ગર્વિતા– | ,, | ૧૮૮ ને ૧૯૪ |
| ખંડિતા અધિરા– | ,, | ૧૮૦ | યોત્સ્નાભિસારિકા– | ,, | ૧૯૧ |
| ખંડિતા ધીરાધીરા– | ,, | ૧૮૩ | દિવાભિસારિકા– | ,, | ૧૯૩ |
| કલહાંતરિતા– | ,, | ૧૮૫ | સ્વકિયા– | ,, | ૧૯૬ |
| ઉત્કંઠિતા– | ,, | ૧૮૬–૧૮૭ | વાસકસજ્જા– | ,, | ૧૯૮ ને ૨૦૬ |
| કૃષ્નાભિસારિકા– | ,, | ૧૯૦ | પ્રાવછિત ભૃતિકા– | ,, | ૨૦૧ |
| ગ્નાત અગ્નાત યૌવના– | ,, | ૧૯૨ | લક્ષિતા– | ,, | ૨૦૪–૨૦૫ |
| સ્વાધીન પત્તિકા– | ,, | ૧૯૫ | મુદિતા– | ,, | ૨૦૮ |
| મુગ્ધા– | ,, | ૧૯૭ | | | |

એ રીતે અઠ્ઠાવીસ નાયકા–લક્ષણના દુહા લખીને પછી, કવિ–દુહા નંબર–૨૪૯ થી ૨૬૭ સુધી–રૂપવર્ણન ગાય છે. ત્યારબાદ, દોહા નંબર–૨૬૮ થી ૨૮૪ સુધી "હીરાવેધ પ્રકરણ," અને ૨૯૬ થી ૩૦૬ સુધી "સંગવર્ણન" લખીને,

દોહા નંબર–૩૦૭ થી ૩૨૯ સુધી–"ભક્તિ પ્રકરણ"
,, ૩૩૦ થી ૩૩૫ સુધી–નામ માહાત્મ્ય
,, ૩૪૩ થી ૩૫૦ સુધી–આશ્રય
,, ૩૫૧ થી ૪૬૬ સુધી–વિવેક શિક્ષા
,, ૪૬૭ થી ૬૫૦ સુધી–શિક્ષા વિવેક
,, ૬૫૧ થી ૬૮૭ સુધી–પ્રસ્તાવ પ્રકરણ

અને દોહા નંબર ૬૮૮ થી ૭૦૯ સુધી–કાઠિણ્યાર્થ પ્રકરણ કહીને, દુહા નંબર ૭૧૦ થી "કાવ્યચાતુર્ય" નો વિષય, નિચે પ્રમાણે શરૂ કરે છે.

| | | |
|---|---|---|
| એકાક્ષરી દુહો નંબર. | ૭૧૦ | પ્રતિ અક્ષરાર્થ દુહો નંબર. ૭૧૨ |
| દ્વયાક્ષરી ,, | ૭૧૧ | પ્રતિપાદાક્ષરી ,, ૭૧૩ |
| પ્રશ્નોત્તર ,, | ૭૧૪ થી ૭૧૭ | ગતાગત વર્ણન ,, ૭૧૮ |

તે પછી ચિત્રકાવ્યનો ન્હાનો વિષય રજુ થાય છે. તેમાં—

ગોમુત્ર ગતિ, અશ્વગતિ, ત્રિપદી, અને કપાટબંધ–એ બધાનો દુહો નંબર–૭૧૯, તથા ધનુષબંધ, કમળબંધ, અને હારબંધનો દુહો નંબર–૭૨૦, તથા છત્ર અથવા મેરૂબંધનો એક સવૈયો અથવા મત્તગયંદ છંદ નંબર–૭૨૧ આવે છે; અને ૭૨૨ થી ૭૩૧ સુધીમાં, કાવ્યસમાપ્તિની વાત રજુ થાય છે.

આમ ઉડણુદ્રષ્ટિ કરી લીધી. પણ તેથી, કયો દુહો રસુજી છે, કયાની ખુબી ટિકામાં પાંખડીએ પાંખડી ઉકેલી બતાવી છે, કયામાં આત્મજિવનના ઇસારા છે, કયામાં શિખામણની ધાત ગોખાવેલી છે, ક્યાં અવલોકન, શબ્દ-લાલિત્ય, કે કાવ્ય-ચમત્કાર ડોકીઆં કરી રહ્યો છે, તેનું તો આપણને સ્વપ્નુંએ આવી શક્યું નથી. માટે સતસૈયાની સુંદર સાહિત્ય સરિતાના સ્નાનનો આનંદ લેવા, એક વધારે ડુબકી મારવા તૈયાર થઇએ, તો નિચેના દુહા–ટિકા સાથે–વાંચવા, તથા મનન કરવાનું મન થઈ આવે છે.

પ્યારે! મોંકો તિર દિહુ, પેં નહિં દેહુ કમાન,
ક...માન લાગત તીર સમ, તીર લગત પિય પ્રાન. ૮૭
ટર્યો તાપ, બરખે હરખ, ખિલ્યો અમલ મુખચંદ,
રતી બઢી, દહી કંજ સોતિ હિય, ખેલિ રંગ રસકંદ. ૨૦૫
ધન્ય રતી તેરી કૃતી, હિય રાધા મુખસ્યામ,
અનુરાગી લહિ રતિપતિ, પિતુરતિ કરિ કરિ દામ. ૨૬૩
ગા નટ નાયક લલિત શ્રી, સારંગપાની કહાંન,
જાહિ ગૌરિશંકર ભજે, જદપિ રૂપ કલ્યાંન. ૨૭૬
ગિરિ નિવાસ માધો પ્રિયે, નિકટ ત્રિયા, જિતકામ,
નીલકંઠ બિન કૌન અસ, કાલ કાલ છબ ધામ. ૨૮૨
મેં ન રિપૂસોં રતિ કરી, મેંન તાતસોં તોરી,
કેસો સમુઝો નહિ કછૂ, તો સિરપેં બડ ખોરી. ૨૮૭

આ બધા દુહાના એક કરતાં વધારે અર્થ, એને તે પણ શૃંગાર નીતી અને ભક્તિ, એમ જુદાજુદા થતાં વાંચી, આપણે હેરત થઇ જાઇએ છીએ. વળી જુઓ–

દુરિજન સજ્જન અષ્ટ...નો, પ્રીતિ રીતિ પહિચાન,
દુગને, તિગને, ચતુ રસમ, ઇત ઉત–હાંનહિ હાંન. ૩૦૧

દુહા નંબર ૭૩ ની રચના એવી છે કે તે વાંચતાં, બે હોઠ પરસ્પર અડકતા નથી. તેથી કવિ, તેનું નામ "અધર લગ દુહો" પાડે છે. દુહા નંબર ૧૭૩ માં શુદ્ધ પ્રેમથી પ્રેરાયલી ગોપી, પ્રભુને વિનવે છે કે—

રપટ્યો પગ, ઢિગ કો નહીં, સુનિયે ગોકુલનાથ,
સાંચ કહું સમુઝો સમય, એંચ લેહુ ગહી હાથ.

વળી દુહો નંબર ૨૧૭ સમઝીને વાંચવા જેવો છે. તેમાં કવિ, બે સખિઓનો વાર્તાલાપ ખુબીભેર ગોઠવીને કહે છે કે—

"ચલી", કહાં ? બોલે, કોંન ? પિય, કયોં ?
તોંબિન કલ નાંહિ, ધની હેં, રૂચિ નાંહિ, ભૌલી રખી.
રાધે ? વે તુજ છાંહિ.

દુહા નંબર ૨૬૨–૪૮૩–૫૪૯ અને ૫૫૦ ના વાંચનદ્વારા, આપણે, કવિને શેતરંજ સરસ ખેલતાં આવડતો હતો, તેમ જાણી શકીએ છીયે. વળી આત્મજીવનના ઇસારા માટે જુઓ વાંચો—

કો ન પૂજે તાકું ફિરિ ? (હોય) બ્રાહ્મન અરૂ ભક્ત,
રૂપવંત પુનિ ગુનિ જિમી, તાપેં સબ આસક્ત. ૬૭૨
બિન સમંધ હરિ, કાવ્ય સબ, અતિ અદ્દભુતહુ નકામ,
આરકૂટ ભૂખન રૂચિર, પેં જિમિ મિલે ન દામ. ૭૦૧
બરન થોર, અતિ અર્થ સહ, અમલ સરસ સદ હોઇ,
કૃપા ભારતી કૃષ્ણવહ, કાવ્ય ન ઐસી કોઈ. ૭૦૩

વળી પોતાના હરિફ હરિભટને જવાબ તરિકે કવિ કહે છે કે-

ઉત્તમ કવિકૃતિસેં બરન, અધમ કછુક આકાર,
પે સમાન કહાં આકફલ, નિરસ સરસ સહકાર. ૭૦૪

આ દોહો, તથા દોહો નંબર ૭૦૬ અને નીચેના બે દોહા અમદાવાદના અભિમાની પંડિતને વાળેલા જવાબ જેવા છે. અને તે વાંચવા લાયક છે.

શ્લોક પુરાની સંસકૃત, બાંચત સબ ઇતરાય,
ફૂલ્ય સુફલ ગિરબાન જબ, શ્રોતા લે સમુઝાય. ૭૦૬
બુધ કહિ ભાખા–બાદ જો, સુરબાની ઇક સાંચ,
તો હમ કહિયે મૂર્ખ હે, સાંચ ન આવે આંચ. ૭૦૭

આ દોહા વાંચવા જેવા છે. વળી એક સ્થળે કવિ કહે છે કે—

હરિજનમેં હરિ જાંનિ લે, હરિજન હરિકે માંહિ,
દીપકમેં જ્યોં બહ્નિ રેહે, દીપ બહ્નિમેં આહિ. ૬૮૬

એ દુહાથી, કવિ–ધર્મ રહસ્ય જાંણવામાં–કેવા ઉંડા ઉતરેલા હતા, તે આપણે જાંણી શકીએ છીયે. હવે પિષ્ટપેશણના કેટલાક નમુના તપાસિયે છીયે, તો દુહો નંબર ૩૯૬ તે ચાતુરિના ગરબાની કડી ૧૨ માં અક્ષરે અક્ષર આવી જાય છે. તેજ રીતે દોહા નંબર ૧૨૦–૧૨૧ તે દ. કા. સં. ના પદ "તિહારિ ચલી ચશ્મ તલ્વાર..."માં ફરીથી ઉચ્ચારાયલા આપણે જોઇ શકીએ છીએ; અને દોહો નંબર ૧૩૫ તે દ. કા. સં. ની લાવણી–"ઇશ્કકે મ્હેલ મત ધસો કોઇ..."માં વિસ્તારથી કહેલો નજરે પડે છે. દોહો નંબર ૬૨૬ તે "પતિયાં પઠાઉ, કોઉ મધુપુર જાય"–એ ભેરવીની પેહેલી ટુંકમાં ફરીથી, અને દોહો નંબર ૫૬૭–દાખલા આપી સમઝાવવા માટે જાંણે–"ભક્તિ પોશણુ" ની કડી ૪૧ મી લખી કાહાડી હોય, એમ લાગે છે. તેજ રીતે દોહો નંબર ૩૪૮ સમઝાવવા–"જે કોઇ પ્રેમી આંશ અવતરે"–એ પદ કવિયે લખી કહાડયું હોય, એમ ભાંન થાય છે.

આટલી વિગતમાં ઉતર્યા પછી, નીચેનું ટાંચણુ વાંચીનેજ સંતોષ માંનીશું તો બસ થશે. કવિ કેહે છે કે—

ભજન બિના દુઃખ ના ટરે, બિકલ બને ન ભજંન,
કા કરિયે જ્યોં ત્યોં બન્યો, તાતેં તુમ ન પ્રસન્ન. ૫૪

ચૂક જીવકો ધરમ હે, છમા ધરમ પ્રભુ આપ,
આયો શરન નિવાજિ, નિજ કરી હરિયે સંતાપ. ૫૬

જાહિ જાહિપેં પ્યાર, તાકો સબ પ્યારો લગે,
સમઝ ન સબ સંસાર, બીતી સોહી જાંનહી. ૧૦૧

પ્રીતી વ્હાં નીતી નહીં, નીતી વ્હાં નહિ પ્રીત,
સ્યાનપ અરૂ મદ છાક જિમી, નહિં ઇકત્ર કયહૂં રીત. ૧૪૨

નિરાકાર સબકો કહે, પેં પ્રભુ હે સાકાર,
જો અવયવ નહીં ઇશ તો, લહ્યો કહાં સંસાર? ૩૩૦

બુરો બિચારે ઓરકો, ભલો આપકો ચાહિ,
રજ ડારે જિમિ સૂરપેં, પરેસુ નિજ મુખ આઇ. ૩૬૮

સુખ કહાં બિના મિલાપ હરિ, હરિ કહાં બિન બહે તાપ,
તાપ કહાં બિન શુદ્ધ રતિ. રતિ કહાં બિન સદ છાપ. ૩૭૩

બડે નામતેં કા ભયો? કાજ બડો નહિં હોત,
કહે અરક સબ આકકું, પેં ન હોત ઉદ્યોત. ૩૭૬

ક્રોધ કરે તો ક્રોધપેં, નિંદે તો નિજ દેહ,
દ્રોહ કરે તો અધર્મ કો, કરિતો હરિસોં નેહ. ૩૮૫

દિઠ દિખંત સબ જાત હે, ગયે ધંન તન છાંડી,
રે જિય! તું કાં અચલ હે? માયા બેઠો માંડી. ૪૪૦

સાહસ કબૂ ન કીજિયે, હોઈ પુનઃ પરિતાપ,
ભયો બિચારે બીનહિ જ્યોં, ગહે છછૂંદર સાપ. ૪૪૬

શોચ પોચ જિય કયોં કરે? હરિકૃતિ સબ સુખદાય,
ઉલટ સુલટ સમુઝ ન પરે, અતિહિ ગુપ્ત અભિપ્રાય. ૪૬૬

રચના રંજે જાહિકી, મોહ બઢાવે મંન,
વહ કરતામેં કા કમી? કયોં ન ભજે હરિ, જંન? ૫૦૨

જિન માર્યો તાકો અસી, પાર્યો તાકો ધ્રંમ,
તાકી વિદ્યા જિન પઢી, ભજે વાહિકો બ્રહ્મ. ૫૦૩

નામ બડો નહિં સુગુન બડ, કરે પ્રનતકો ન્યાલ,
કા ગુપાલ? ઇક નંદસુત, ઓર ન ગોપ ગુપાલ? ૫૦૭
લોભા વ્હાં શોભા નહીં, નહીં પ્રેમ જિહીં નેમ,
જિહીં કામ વહાં રામ ન તુ, ના કુસંગ જિહીં ક્ષેમ. ૫૫૩

કાવ્ય દેખિ બુધ કરામ્લક, કવિકે હિયકી બાત,
મૂલરૂપ પ્રતિનીધિતેં, હુબહુ જાન્યો જાત. ૫૫૪
જે જ્યોં, તે ત્યોં રહેગો, નૃત્ય ગાન થેઈકાર,
સમુઝિ શયાને જંત્રકો, અચક તુટેગો તાર. ૫૮૬
જો કહિ ગ્રહકો સુખ દુઃખદ, મેં કહુ વાહિ અયાન,
રાવન બાંધે નોતકું, બિન દુઃખદાયક કાં ન. ૫૮૭
ગુન ગુપાલ સંગત કરે, સો ગુપાલ સદ પાય,
જ્યોં દેખે વે સહજ સુર, જો આતપમેં જાય. ૬૪૯
બુદ્ધિ મિલે ન દામતેં, બુદ્ધિતેં મિલે ન દામ,
નાતર ધનિ જડ કયોં રહે, કયોં દરિદ્રિ ધીધામ? ૬૦૧
આંની દુરબલ હોઈ ના, બિરહી કબૂ ન પુષ્ટ,
સાધુ કપટી નહિં કયહું, સદમ ન દેખે દુષ્ટ. ૬૭૦
માંનૂં માતપિતાકુલેં, નિંદકકો અતિ નેહ,
વ ધોવે મલમૂત્ર કર, યહ રસના લખિ લેહ. ૪૧૧

## ૪ વસ્તુ વૃંદ દીપિકા.

પછી ૫૧ વરસની ઉમ્મરે, કવિ-વસ્તુ વૃંદ દીપિકા-નામનું બીજું હિંદી-કાવ્ય લખે છે. જે કાંઈક "શબ્દકોષ" જેવું, સ્વરૂપમાં ભાસે છે-એમ નીચેના ઉતારાથી સમજી શકાશે.

( દુહા )

પાંચ હિંસાસ્થાન-ખંડની, પેશની, ચુલ્લ, છલ, માર્જનિ-જનિત જુ દોશ,
હરિ ઉદ્દેશી જો કરે, તો યહ સાધન મોક્ષ. ૧૦
પંચામૃત—દુગ્ધ, દધી, મધુમાન, પાછેં ધૃત, પુનિ શર્કરા,
યહ પંચામૃત સ્નાન, કરત કૃષ્ણ ઉત્સાહ દિન. ૧૪
પાંચ સતિઓ—અહલ્યા, તારા, દ્રૌપદી, શચિ, મંદોદરિ પાંચ,
કન્યા કૃષ્ણ પ્રતાપતેં કલંક ન લાગે આંચ. ૨૦
પાંચ જીવતા મુવા જેવા—પરાધીન, નિતપંથિ, જડ, દરિદ્રી અરૂ રોગી,
જીવનમૃત યહ પાંચ હે, બડ હરિનામ વિયોગી. ૨૧
પંચ મહાકાવ્ય—માઘ, તુર્ય, રઘુવંશ પુનિ, કિરાત ઔર કુમાર,
નૈષદાદિ શ્રમ તબ સુફલ, ભજે નંદકુમાર. ૨૪
પંચ રત્ન—ગીતા, નાંમસહસ્ત્ર અરૂ, અનુસ્મૃતિ, સ્તવ રાજ,
ગજેન્દ્ર મોક્ષ, સ પંચતેં, શિઘ્ર મિલે બ્રજરાજ. ૨૫
મેઘ રાગની પાંચ રાગણી-સોરઠી ઓર કનીયસી, આસાવરી મલ્હારી,
રામગિરી-યહ રાગિની, પંચ મેઘકી પ્યારી. ૩૪
શુદ્ધ સકલ યહ રાગિની, ગાય સકત નહિં કોઈ,
કૃષ્ણ બંસિમેં ગાઈ જબ, મોહે શિવસેં સોઈ. ૩૬
ખટ નાગર - બડનગરે, રૂ બિસનગરે, સાઠોદરે,
કૃશ્નોરે, પ્રશ્નુર, ચિત્રોડે હેં ખરે. ૬૨
દ્વિજ નાગરકી ન્યાતિ, એહિ ખટ સત્ય હે,
(હરિ હાં) હરિજન હાટિક ઇશહિસોં ઉતપત્ય હે. ૬૩
સપ્ત ચિરંજિવી—અશ્વત્થામા, બ્યાસ, બલિ, પરશુરામ, હનુમાન,
મારકંડ, બિભિછનજુ, સત ચિરંજિ જન કાંન ૧૨
કવિનું નામઠામ—ઉત્તમ ગુર્જર દેશ મધિ, શ્રી નર્મદા પુલીન,
શ્રીશેષશાઇ પ્રભુ જહાં, અચલ નિવાસા કીન. ૭
ગ્રામ નામ ચંડીપુરિ, કવિજન વાંહિ નિવાસ,
દ્વિજ નાગર સાઠોદરે, દયારામ હરિદાસ. ૯

## ૫ શ્રીમદ્ ભાગવત અનુક્રમણિકા.

આ પછી ૫૬ વરસની વયે, કવિ **શ્રીમદ્ ભાગવત અનુક્રમણિકા** નામનું ત્રીજુ હિંદી કાવ્ય લખે છે. તે ભાગવતની મુખતેસર હકિકતના ઓળૈયા જેવું હોવાથી, ખાસ નોંધ લેવા જેવું નથી.

## ૬ સારાવલિ.

પછી ૫૭ વરસની વયે, કવિ–**સારાવલિ**–નામનું સુંદર ગુજરાતી કાવ્ય લખે છે. ગ્રંથ–પ્રયોજનમાં કવિ કેહે છે કેઃ—

(દુહા) પ્રભુ દર્ભાવતિ આવિયા, વલ્લભકુળમણિ કેતુ,
દાસ દયો બોલાવિયો, તારક ભવજળ સેતુ. ૩
વિઠ્ઠલ કુળદિપક કહે, " કવિવર કીજે કામ,
વૈષ્ણવજન ઉપકૃત કરો, રિઝવો સુંદરસ્યામ. ૪
સવિતા સમ શોભીત છે, "**સંવત્સર લીલાય,**"
કોઈક " સૂચિપત્ર " કેહે, " સારાવલિ " કેહેવાય. ૭
ભાષામાં તે છે ભલી, ગિરા ગુર્જરી થાય,
ઇચ્છા અમને એટલી, શ્રમ લીજે કવિરાય." ૮
×વંદન કરી " વારૂ " કહ્યું,–" કરીને કરશું જાંણુ,"
(પછી) વરમતિ વિઠ્ઠલ કુલમણિ, પરવરિયા ભૂભાંણ. ૯
**આરંભ્યો પછિ ગ્રંથ આ**–" સારાવલિ " શુભ નામ,
વિઠ્ઠલકુલદીપક કૃપા, કીજે થાયે કામ. ૧૦

આ કાવ્ય લખ્યાની સાલ, કાવ્યનો વિસ્તાર, તથા પોતાની અભિલાષા જણાવતાં કવિ લખે છે કેઃ—

શક અષ્ટાદશ એંશી, શ્રાવણ દ્વાદશી રવિવાર,
વર વસંત પક્ષોત્સવ વાસર, " સારાવલિ "–સરસ વિચાર. ૧૧૧૫
સંખ્યા એકસહસ્ર શત સમ (૧૧૧૭)ની, *ભાષામાંહિ પ્રમાણ,
વીસ પદ્ય વધારેનાં કરી, રચ્યો ગ્રંથ ભૂભાંણ. ૧૧૧૬
શ્રીનાથજી કરૂણા કરી, મમ ગ્રંથ કરો સુપ્રસિદ્ધ,
કવિજનની શ્રીવાણી વિલસે, તો તે પામ્યો નવનિદ્ધ. ૧૧૧૭
કર્મયોગ પુનિ જ્ઞાનઉપાસન, સહુ ભ્રમથી ભરમાયો,
શ્રીવલ્લભગુરૂ તત્ત્વ સુણાવ્યું, લીલાભેદ બતાવ્યો. ૧૧૦૨

---

×હું પોતે પ્રથમ એ હિંદી ગ્રંથથી માહીત થઇ પછી બીજાને કામ લાગે તેવું તેનું ગુજરાતી કરીશ. *ભાષામાંહિ=હિંદી ભાષામાં.

તે દિનથી હરિલીલા ગાઇ, એક લક્ષ પદબંધ,
**તેનો સાર** દયા-" સારાવલિ, " ગાતાં અતિ આનંદ. ૧૧૦૩

સહુ પાપ સંતાપ શાંત થૈ, પ્રગટે નિત્યાનંદ,
નિષ્કપટભાવે ભજન કરે દ્રઢ, પામે પદ ગોવિંદ. ૧૧૦૫

**મતલબ** કે, ધર્મના નિર્ણયમાં મુંઝવૈ પડેલા કવિને, એકવાર ડભોઇ પધારેલા ગોસ્વામી મ્હારાજે, **મૂળ વૃજભાષામાં** લખાયેલા **એક** લાખ પદબંધ **"સંવત્સરલીલા" નામનો ગ્રંથ,** કથા કરી સંભળાવ્યો. ને કહ્યું કે, **એનું ગુજરાતી કરો, તો કેવું સારૂં? કવિયે હા પાડી.** માહારાજશ્રીના ડભોઇથી વિદાય થયા પછી, સંવત ૧૮૮૦ માં, ૧૧૧૭ કડીઓનું આ મ્હોટું કાવ્ય તૈયાર કરી, તેનું નામ "સારાવલિ" રાખ્યું. એક લાખ પદનું રહસ્ય, માત્ર ૧૧૧૭ ગુજરાતી કડીઓમાં ઉતારવાનું કામ સ્હેલું નથી-એ વિચારથી કવિ કેહે છે કેઃ—

આજ્ઞા અનુસારે આજ્ઞા પાળી, ગ્રંથ કર્યો અશેષ*
સ્વકૃતિ સારી, બંધન નહીં કૈં, ખંચાઉં નહિ લેશ. ૧૧૧૧

જ્યાં ત્યાં **હરિએ** પાર ઉતાર્યો, વલ્લભેશ વિઠ્ઠલેશ,
હરિજન હરિગુણ ગાઓ પ્રીતે, તજિ તનમનથી દ્વેશ. ૧૧૧૨

આમ, હરિ અને ગુરૂની કૃપાથી પુરા કરેલા મહત્‌કાર્યનું મંગળાચરણ,-કવિ "કલ્પદ્રુમ" રાગની બે ટૂંકોમાં કરે છે. તે વાંચતાં " **मूकं करोति वाचालं**..." એ શ્લોક યાદ આવે છે. **પછી કાફી રાગમાં, કાવ્યની વાસ્તવિક શરૂઆત થાય છે.** અને શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માની સ્વેચ્છા દ્વારા નવેખંડ પૃથ્વી, પંચતત્વ, સપ્તપાતાળ, ગૃહમંડળ, ઇંદ્રાદિ દેવોને સોંપેલા વહિવટ વીગેરેની વાત આવે છે. તથા ૨૪ અવતાર, ધ્રુવાખ્યાન અને ઋષભદેવની કથા, તે પછી કડી ૧૦૧ થી ૧૩૫ સુધી પ્રલ્હાદ આખ્યાન, ૧૪૦ થી ૩૧૬ સુધી રામાયણમાંનું **રામચરિત્ર,** ૩૨૯ થી ૩૪૫ સુધી વામન અવતારની કથા, અને ૩૬૪ થી ૧૦૯૦ સુધીમાં **કૃષ્ણાવતારની ભાતભાતની લીલાઓનું** ગાન-એ આ મહત્‌કાવ્યની મુખતેસર હકિકત **છે.** કૃષ્ણચરિત્રમાં શ્રૃંગારરસ ઝમાવી, કવિની કલમને દિપાવવા, વજલીલા વર્ણન, રાધાનાં રિસાંમણાં મનાંમણાં, કુંજની શોભાનું વર્ણન, ઇત્યાદિ પ્રસંગોની શેળભેળ, મન હર પ્રકારે ગુંથેલી નજરે પડે છે. કવિ કેહે છે કેઃ—

*મૂળગ્રંથમાંથી લેવાનું કશું બાકી રાખ્યા વગર.

## સવૈયા એકત્રિસાની રાહ.

સુસ્તિ જેહ થઈ છે ધરમની, તેથી હરિઅવતાર,
**શ્રીનારાયણ પ્રગટયા જ્યારે**, મટી ગયો ભૂભાર. ૧
પ્રલ્હાદે હરિચરણ શીશ ધરી, સ્તુતિ કરી અપાર,
જયજય જય જગદીશ જગતગુરૂ, અધમ-પ્રાણ આધાર. ૨
તમો આદિ અખંડ અનૂપમ, અશરણ શરણ મુરાર,
દેવ દેવ પરબ્રહ્મ પરિપૂરણ, ભક્તહેતુ અવતાર. ૧૨૯
અતળ વિતળ સુતળ તળાતળ, અને મહાતળ જાંણ,
પાતાળ ને રસાતળ મળી, સાતે ભુવન પ્રમાંણ. ૩૧
જ્યાં જ્યાં ભીડ પડે ભક્તોને, ત્યાં ત્યાં કરતા સ્હાય,
સ્તુતી કરી મન હર્ષ વધાર્યો, લળિ લળિ લાગ્યો પાય. ૧૩૦
**દયો દરિયાનું બુંદ કેહેવાયે**, કવિ વરણન શું કરશે?
રઘુનાયકનું ચરિત્ર કેહેતાં, જ્યાં સરસ્વતિ મન ડરશે. ૩૧૫
વ્યાસરૂપ લૈ વેદ વિસ્તાર્યા, કર્યા પ્રગટ પૂરાંણ,
નાંનાં વાક્યે ધર્મજ સ્થાપ્યો, તિમિરહરણ ભુમિભાંણ. ૩૧૮
ગજ ગ્રાહ લઢયા જળમાં અતિ, હરિસ્મરણ એકે કીધું,
ગરૂડે ચઢિ ગોવિંદ પધાર્યા, જઇ ભક્તને સુખ દીધું. ૩૨૮
બ્રહ્મચર્યના સ્થાપન કારણ, ધર્યો પ્રભૂ અવતાર,
જ્યાં ત્યાં, મુનિવર નિજ મર્યાદા, સ્થાપી અધિક અપાર. ૩૨૭
**વામનરૂપ બ્રહ્મ હરિ પ્રગટયા**, જેનો જશ જગ ગાય,
શેષ સહસ્રમુખ રટે નિરંતર, પાર સુરીનરથી ન પમાય. ૩૪૫
દંડ કમંડલુ હાથ વિરાજે, ઓઢિ લિધી મૃગછાલા,
ધરિ બટુકરૂપ ચાલ્યા વામનજી, અંબુજ નયન વિશાલા. ૩૩૩
ધર્મસેતુ થૈ ધર્મ વધાર્યો, ભુમિનું ધારણ કીધું,
**શેષરૂપ થૈ ધરા શીર લૈ**, સર્વે જગત સુખ દીધું. ૩૪૯
અંતરયામી પાલનકારણ, નિજ સુધર્મ ધરિ રૂપ,
**અન્નદાન દૈ સહુ જગ પોષે**, ટરે કાજ સુરભૂપ. ૩૫૦
એવા અનેક અવતાર કૃષ્ણના, કો કરી શકે વખાંણ,
દયાપ્રિતમે વર્ણવ્યા તે તે, જે જે વ્યાસે કથ્યા પુરાંણ. ૩૫૧

એમ સ્તુતિ કરી, સપ્ત પાતાળ, રામકથા, વામનઅવતાર ઇત્યાદિ વાતો કરી, કવિ કૃષ્ણાવતારની કથા કહે છે કેઃ—

નિત્ય અખંડ અનૂપ અનાગત, અવિગત અનઘ અનંત,
જેનું આદી કોઇ ન જાંણે, કોઈ ન જાંણે અંત. ૩૬૧
એક દિવસ વૃજપતિની પાસે, રમતા'તા વ્રજબાળ,
માટી ખાઈ વદન દેખાડયુ, ચંચળ મને વિશાળ. ૪૪૫
હૃદય જ્ઞાન ઉપજ્યું તવ યશોમતિ, પૂરણ બ્રહ્મ વિશેખ્યા,
હરિ માયાયે ભૂલ્યા સર્વે, વળી પુત્ર કરિ લેખ્યા. ૪૪૭
યમુના ઉત્તર વૃંદ્રાવનમાં, આવ્યા સુખદ્રુમ રાજે,
ગોવરધન વૃંદાવન યમુના, સઘનકુંજ અતિ છાજે. ૪૬૨
ક્રીડા કરતા વૃંદાવન, જોતા વન ઉપવંન,
ગોવરધન પર વેંણુ વગાડે, મોદ ભર્યા મોહંન. ૪૭૨
કાલિનાગ નાથી હરિ લાવ્યા, સુરભી ગોપ જિવાડયાં,
કનક કમળ યમુનાનાં લેઇ, મથુરામાં દેખાડયાં. ૪૭૩
વેણુ વગાડી બોલાવી બહુ, કાળિ કાબરી ધેનું,
બરહાપિડ, દામ, ગુંજામણિ, અદભુત રૂપ શું તેનું! ૪૭૫
પ્રાતઃકાળે સ્નાનને કારણ, યમુના ગોપિ સિધારી,
લેઇ ચીર કદંબે ચઢિયા. વિનવે છે વ્રજનારી. ૪૭૬
વેણુ વગાડી રાસ વન કીધો, અતિ આનંદ દર્શાવ્યો,
લીલા કથત સહસ્રમુખ હાર્યા, અજથી પાર ન કહાવ્યો. ૫૭૩
માર્યા દુષ્ટ ઘણા ભૂમી પર, કર્યો ધર્મ વિસ્તાર,
વસુધા ભાર ઉતારવા લીધો, યદુકુળમાં અવતાર. ૫૮૭

આગળ ચાલતાં કવિ કેહે છે કે–પૃથ્વી ઉપર, યદુકુળમાં હરિએ અવતાર લીધો છે—

એ સુંણીં નારદ અચરજ પાંમ્યા, બ્રહ્મલોકથી ધાયા,
કૃષ્ણચંદ્રના ચરણસ્પર્શ કરી, વિણા ધરી ગુણ ગાયા. ૬૫૯
નવ ગુણ, નવલ રૂપ પુરૂષોત્તમ, જય જદુકુલ અવતાર,
જયજય જય, વૈકુંઠ દયાનિધિ, કમળનયન સુખસાર. ૬૧૨
જ્યાં ત્યાં જોયા તમે પરિપૂરણ, આદિ અંત અખંડ,
લીલા પ્રગટ દેવં પુરૂષોતમ, વ્યાપક કોટિ બ્રહ્માંડ. ૬૮૩
તવ ચરણકમળનો મહિમા, જાંણે છે ત્રિપુરારિ,
પ્રગટ ગંગા પાવન ચર્ણે ઉપજી, રહ્યા તેહ શિર ધારી. ૬૮૫
પુનિ ગોતમ ઘરણી જાંણે છે, નાવક શવરિ જાંણ.
ઉદ્ધવ, વિદુર, યુધિષ્ટિર, અર્જુન, અને ભિષ્મ સુરજ્ઞાન. ૬૮૬

હનૂમાન ને ભક્ત વિભીષણ, ચરણકમળ રજ માગી,
જો કૃપા કરી કરૂણાનિધિએ, તો માગી અનુરાગી. ૬૮૭
**હરિનાં દર્શન કરિ સુખ પાંમ્યા, પૂજા બહુવિધ કીધી,**
અતિ આનંદ પામ્યા તન મનમાં, આશિષ બહુવિધ દીધી.

પછી મુચકુન્દ રાજાને હરિદર્શન થયાની વાત સંભારી કવિ કહે છે કે:-

એવામાં હરિ પોતે આવ્યા, દર્શન દીધું ભૂપ,
શંખ ચક્ર ગદા પદ્મ ચતુર્ભુજ, સુંદરશ્યામ સ્વરૂપ. ૬૦૭
આદિ સનાતન એક અનૂપમ, અવિગતિ અલ્પ અહાર,
ઑંકારાદી વેદ અસુરહન, નિરગુણ સગુણ અપાર. ૯૯૩
×ચતુરાનન, ×પંચાનન, ને પુનિ, ×ષટ આનન સમ જાંણ,
×સહસ્ત્રાનન, ×બહુ આનન ગાતાં, પાર ન પામે વખાંણ. ૯૯૪

પછી, ગોપિઓને સ્મરણમાં લાવી, શ્રીકૃષ્ન, વાત કરતાં, ઉદ્ધવને કહે છે કે:-

વેગે જાઓ વ્રજમાં આજે, આજ્ઞા મ્હારી માંની,
ચરણ રેણુ શિર ધરી ગોપિની, જમો જ્ઞાનની વાંની. ૫૪૮
ગોપીને વિનવીને કેહેજો-**નિત્યપ્રતિ મનશુદ્ધિ કરજો,**
વિરહ વ્યથા વાધે જવ તનમાં, તવ ચતુર્ભુજ ચિત ધરજો. ૫૪૯
રત્નજડિત પર્યંક દ્વારિકાં, જો પોઢૂં સુખધાન,
તોપણ એમનું ધ્યાન કરંતાં, વીતે છે સહુ યામ. ૭૨૭

પછી શ્રીકૃષ્નની આજ્ઞા લઈ, ઉદ્ધવ, જ્યાં ગોપિઓ રમણ-ભ્રમણ-કરે છે, તે સ્થળે આવે છે. અને જે આનંદલીલા જુએ છે, તે વર્ણવતાં કવિ ગાય છે કે:—

ગોવરધનના શિખર સુભગપર, ફૂલ્યાં કુસુમ પલાશ;
સહજ સુરત સુખ દે સંયોગિને, વિરહીને તે કરે ઉદાશ. ૧૦૪૩
પુહુપ પરાગ પરસે મધુકર ગણ, મત્ત કરે ગુંજાર;
જાણે કામિજન દેખી યુવતિ, વિષયાસક્ત અપાર. ૧૦૪૪
એવે મધુપ એક ત્યાં જોયો, ચરણમાંહિ લપટાયો;
તેને જોઇ ઉદ્ધવની સાથે, બોલે બાળા-"વાહાયો! ૬૬૫
રે રે મધુપ! દીનના બંધુ, ચરણસ્પર્શ તુજ કરતાં;
પ્રિયા અંક કુંકુંમ કર રાતા, ડરે કાં ન અનુસરતાં." ૫૬૬

× બ્રહ્મા, શિવ, કાર્તિકસ્વામી, શેષ, અને જગત સમસ્ત.

વિપિન વિપિન વિલોકિ વિવિધ વન, મંડિત કુસુમિત કુંજ;
જાણે હેમ મંડપિકા મુખ રિતિ, કલ્પતા રસપુંજ. ૧૦૪૫
ઉત શ્યામ, ઇત સખા-મંડલિ, ઉત હરિ, ઇતિ વ્રજનાર;
જાણે તામરસ પારસ ખેલે, મળિ મધુકર ગુંજાર. ૧૦૪૯
સારંગ ઊપર સારંગ રાજિત, સારંગ શબ્દ સુણાવે;
સારંગ જોઇ સુણે મૃગનેણી, સારંગ સુખ દર્શાવે. ૯૪૪
નૂપુર રંજિત કિંકણિની ધુનિ, સુણે મધુર કિલ્કાર;
મદનસિંધુ મધુમત્ત મધુપ ગણુ, કુલે કરે ગુંજાર. ૯૯૨
લલિતા લલિત બજાવિ રિઝાવે, મધુર વેંણુ નવીને,
જાણિ પ્રભાત રાગ પંચમ પટ, માલકૌંસ રસ ભીને. ૧૦૧૨

કડી ૧૦૧૨ માં, એ રીતે મુખ્ય રાગ રાગણી ગણાવીને, પછી કવિ હર્ષમાં આવી જઇ ગાય છે કે—

જયજયકાર થયો સુરગણમાં, દેવદુંદુભી વાજે,
સ્તુતી કરે પૂજા બહુ દ્વિજ અતિ, આનંદ અતિશે રાજે. ૮૩૪

અને શ્રીકૃષ્ણચંદ્રને ઉદ્ધવ કહે છે કેઃ—

મ્હને ખોળતાં ખટ માસ વીતિયા, ત્હોય ન આવ્યો અંત,
વૃજવનિતાના નયનપ્રાણમાં, તમે હરિ વસ્યા અનંત. ૫૮૧
ક્ષણું નહીં દુર શ્યામ ગોપિથી, એ નિશ્ચય મ્હેં કીધો,
તમારૂં રૂપ દેખી ગોકુળમાં, આનંદનો રસ પીધો. ૫૮૨

એ હરિનાં દર્શન કરી કૃતાર્થ થયેલા કવિ લલકારે છે કેઃ—

પરમકૃપાળ દયાળ દેવકીનંદન પાવન નામ,
દીધી મુક્તિ દયા કરીને, પરમ પોતાનું ધામ. ૭૫૭
શોભા અમિત અપાર અખંડિત, આપ આતમારામ,
પૂરણબ્રહ્મ પ્રગટ પુરૂષોત્તમ, સહુ વિધિ પૂરણકામ. ૯૯૨
ધન્ય ધન્ય પ્રભુની પ્રભુતાઇ, હૂંથી વરણિ ન જાય,
શેષ સહસ્રમુખ પાર ન પામે, નિગમ નેતિ કહિ ગાય. ૭૧૯
ભલૂં થયૂં હરિદર્શન પામ્યો, તનનો તાપ મટાડયો,
દુર્બળ વિપ્ર દરિદ્ર સુદામા, અતિશય સૂખ પમાડયો. ૮૧૮
ગુરૂપ્રસાદ હવૂં એ દર્શન, ૬૭ વરસ પ્રવીણ,
શિવવિધાન તપ કર્યું બહુ દિન, પાર ન પામ્યા પીન. ૧૦૦૨

## ૭ વ્રજવિલાસામૃત.

"સારાવલિ" પછી, ૫૯ વરસની ઉમ્મરે, કવિયે-વ્રજવિલાસામૃત-નામનું હિંદી-કાવ્ય લખ્યું કેહેવાય છે. એ હજી અપ્રસિદ્ધ છે. તેથી એનો અભિપ્રાય કે ખ્યાલ આપી શકાય, તેમ નથી.

## ૮ રસિક વલ્લભ.

પછી ૬૧ વરસની વયે, વૈશ્નવમાર્ગને પુષ્ટિ આપવા, કવિ "**રસિક-વલ્લભ**" નામનું ૧૦૮ પદનું ધર્મિષ્ટ કાવ્ય લખેછે. વાંચનારને તેમાં કદાચ દુરાગ્રહ નજરે પડશે, પણ તેથી કાવ્યની ખુબી કમી થઇ જતી નથી. આ કાવ્યના કેટલાક વિચારની પુનરૂક્તિ-" ભક્તિપોશણ, " રસિકરંજન જેવાં કાવ્યોમાં થયેલી નજરે પડશે. પણ એ દેશ-અવસ્થા, અને અમુક વિચારોને કવિએ આપેલું મહત્વ-એ બે વાતો લક્ષમાં લેતાં ક્ષંતવ્ય લાગે છે. આ કાવ્ય, મુંબઇ સરકારે, સને ૧૯૦૨ ની M. A. ની પરિક્ષામાં ગુજરાતી ભાષાના અભ્યાસકોને વાંચવા મંજુર કર્યું હતું. એજ તેની ઉત્તમતા સિદ્ધ કરી આપેછે. આ કાવ્ય લખવા માટે કવિયે ઘણાં ધર્મપુસ્તકો, વૈશ્નવમાર્ગી તેમજ અન્ય મતનાં જોયાં હશે, એમાં શક નથી. **ગુરૂ-શિષ્યના સંવાદ રૂપે આ કાવ્યનો પ્રથમ પડદો ઉચકાય છે.** વેદાંતમતનું ખંડન કરવા, કવિએ ઘણો શ્રમ લીધેલો લાગે છે. પણ ધર્મનો વિષય, દેવવાર્તાની સંકળના, અને કવિની મોહભરી વાણીથી વાંચક વર્ગનાં ભાવિક હૃદય ઇશ્વર-ભક્તિ તથા સદાચાર તરફ દોરાઇ **આત્માનુ કલ્યાણ સાધી શકે-એ લાભ ઓછો નથી.** માબાપ મરી ગયા પછી, ન્હાંની ઉમ્મરે છુટા પડી, પગે ચાલી, સંકટ વેઠી, પેહેલી જાત્રાએ કવિ જાય છે. આ વાતની પુષ્ટિમાં, આ કાવ્યમાં કવિશ્રી એક સ્થળે ગાયછે કેઃ—

"દયાપ્રિતમ, દાસ નહીં સંગ જે, સિદ્ધાંત સમઝું સત્ય;
એવી દશામાં તીર્થ કરવા, ગયો કાચી મત્ય.
એમ ભમ્યો હું દ્વાદશ વર્ષ જી."

આ દશામાં જાત્રાએ જતાં, કવિને પેલા પેટલાદવાસી પ્રખ્યાત ઇચ્છારામ ભટજી માહારાજનો સમાગમ થાયછે. તેને સંબોધીને કેહે છે કેઃ—

ચરણે પડતા માત્રમાં કહે, નિર્ભય રહે હે બાળ!
બગડી સહુ સુધારશે, ગોવિંદ શ્રી ગોપાળ.
વ્રજયાત્રા કરિ આવ્ય તું, બ્રહ્મસબંધ તુજને થાશે,
મ્હેં કહ્યું-નથિ દ્રવ્ય તેટલું, શી પેર મ્હારી થાશે!

કૃપાકટાક્ષે અવલોકી, દીધી પ્રસાદી વસ્ત,
**તેણે કરી મ્હેં કરી યાત્રા,** ખર્ચ્યે ન થાય તે અસ્ત.
મંત્ર સ્મરીને ડબ્બી ભરી, કહિ " અમુલ્ય "-આપી તે ખરી,
સર્વ ધામની યાત્રા કરી, મહદ્ પાસે આવ્યો ફરી.
ડબ્બી ખોલી પાસે ધરી, બચત મુદ્રા અર્પણ કરી,

વિગેરે કહી, કવિ પદ ૩ થી ૯ સુધીમાં, પોતે કરેલી તિર્થયાત્રાનું વર્ણન કરે છે. જુઓ આ પુસ્તકનું પાનું ૧૬ થી ૧૯ સુધી. તે પછી, શિષ્યના પ્રશ્નથી, ગુરૂ તેને એકેશ્વરવાદનું ભાંન કરાવતાં કેહેછે કે:—

જેની ન કોઇ બરાબરી, તો અધિક ક્યાંથી હોય?
જન દયા પ્રિતમ તેજ, પરમેશ્વર ન–બીજો કોય.
હાલે ન દળ ઓસ્હું અધિક તો, બીજું કંઇ કયમ થાય?
છે વાયુ બળિયો અતિ ઘણો, પણ રૂચિ પ્રમાણે વાય.
જઠરાગ્નિ બાળે આહાર માત્ર, ન દહે કયમ પળ ચર્મ?
પણ થરથરે તે થકી બાકી, સહુ દહયાનો ધર્મ.
જળ અડગે અગ્નિ ના બચે, છે સદા સઘળે રીત;
દધિ દુ:ખદ વડવાનળ ન બુઝવી, શકે-એ પ્રભુ ભીત.
જે સમય ઘન-વૃષ્ટિ જયહાં, જેટલી હરિ રૂચિ હોય;
તે પ્રમાણે સુરપતિ કરે, ન કરે તદા જન રોય.
સહુ જગતને ભય કાળનો, કાળને ભય ભગવંત;
જન દયાપ્રીતમ એક નિર્ભય, વળી બીજા સંત.

આ બધું તો ઠીક. પણ આશ્ચર્યની વાત તો એ છે કે, કવિ આમ કહીને પાછા ૩૦ મા પદમાં સાકારમત તરફ વળી જતા નજરે પડે છે! એક શાલિગ્રામમાંથી રાધારમણની ઉત્પત્તિનો દ્વૈતભાવ સમઝાવવાનો તર્ક લઢાવે છે. પરંતુ શિષ્યનું શંકાશિલ હૃદય, તેથી શાંત થતું નથી. આગળ ચાલતાં, જિવશિવની એકતાના, સંબંધે પદ ૩૯ માં, કવિ કાશિયાત્રાનો પોતાનો એક પ્રસંગ યાદ લાવીને કેહે છે કે:—

હું રહ્યો કાશી, ત્યાં થયો સન્યાસિ કેરો સંગ,
તે માયાવાદી હતો તેથી, ચઢયો એવો રંગ.
મ્હને કહ્યું–તું એક બ્રહ્મ નિત્યે પોતાને કરિ જોની,
નથિ ભેદ તુજ મુજ આણું ન્યુનાધિક સહુ તે ખોની.
છે સત્યજ્ઞાન અભેદ સહુ, ભેદનું–મિથ્યા જાંણ,
નિજ રૂપમય સમઝી સકળ તૂં, અભયતા ઉર આંણ.

બહુ કાળ તેવો બોધ સુણિ, નવ રહ્યો સત્ય વિવેક,
**તે માટે કહ્યું–"ગુરૂ! દયાપ્રિતમ"–બ્રહ્મ જિવ તો એક.**

પછી, ગુરૂ ૪૨ મા પદ વડે, અદ્વૈતવાદનું ખંડન કરે છે; ને ૪૯ મા પદ વડે શિષ્યને કૃષ્ણભક્તિ તરફ વાળે છે. વળી ૫૩ મા પદ દ્વારા, જ્ઞાન-માર્ગને ભક્તિમાર્ગથી નીચે ઉતારી પાડી, ૫૭ મા પદ વડે, દશધા ભક્તિ સમઝાવે છે; અને **પરમ સુંદર** શબ્દોમાં, ૬૧–૬૨ મા પદ વડે, કવિની કલમને શોભે તેવી રીતે, ગુરૂ, શિષ્યને, **કૃષ્ણસ્વરૂપની મોહની લગાડે છે** ને તે પછી કેહે છે કેઃ—

એ રૂપનું ચિંતન કરે (તો) ઉર વસે એજ સ્વરૂપ,
જન દયા પ્રિતમ શ્રી પુરૂષોત્તમ, અખિલ વૃજના ભૂપ.

વળી કેહેછે કે–"સદા કરે ચિંતન પ્રભુ કેરૂં જી, તે જન દામોદરનું દેહેરૂં જી"–(પદ ૬૩) ઈંગ્રેજ ઇશ્વરભક્તો પણ એમ જ કેહેછે કે–A divine being is the walking temple of God. આગળ ચાલતાં, કવિ મનને સમઝાવેછે કેઃ—

"દયા! પ્રભુમય જગત, સહુ સંતોશ–અર્ચન જાણ..."

ગુરૂ વશિષ્ટ પણ એવો જ અભિપ્રાય આપે છે કેઃ—

**येन केना प्यु पायेन, यस्य कस्याऽपि देहिनः।**
**संतोषं जनये त्माज्ञ स्तद्देवेश्वर पूजनम् ॥**

પછી ૬૭–૬૮ મા પદમાં ગુરૂ, પ્રેમભક્તિ મહાત્મ્ય, અને ૭૨ મા પદમાં સત્સંગ લાભની સમઝણ પાડે છે. ત્યાં વળિ શિષ્યને સંદેહ થાય છે કે, સત્સંગ કર્યા છતાંએ, કેટલાકને તેનો રંગ લાગતો નથી. તેનું શું કારણ? ગુરૂ કહે છેઃ—જ્યમ ચિત્રકેરા ચંદ્રથી, નવ રાખે તન પરિતાપ,

ત્યમ ગગન શશિથી પણ ન ઉભરે, ચિત્ર ઉદધિ આપ.
જિજ્ઞાસુ ઉપદેષ્ટા ઉભય, હોય ઉચિત, ટળે ભવરોગ,
જન દયા પ્રીતમ કૃષ્ણકરૂણા, તવ મળે એ યોગ. —પદ ૭૩ મું—

કથા કેહેનાર અને સાંભળનાર તો બહુએ નજરે પડે છે. પણ પરિ-ક્ષિત અને શુકદેવ જેવા ઉત્તમ શ્રોતા વકતા ભાગ્યે જ મળે. માટે

"હરિજન પાસે નિત્ય વસવું જી, દુષ્ટસંગથી દૂર ખસવું જી" –પદ ૭૪–
વળી દુષ્ટસંગ પેહેલો પરનારી જી, નિજની પણ બહુ પ્રિય નહીં સારી જી;
કામ, દામ, બે માયા ધામ જી, સદા અવિદ્યા ત્યાં વિશ્રામ જી..."

એવી સલ્હા આપી, ભજનમાં અંતરાય નાંખનારાં પંદર પ્રકારનાં-નડતરમાંથી-"સ્ત્રી" અને "ધન" ઉપર-ખાસ ભાર મુકીને, કવિ બે પદો લખી કાઢે છે. અને-જ્યારે આપણે-

"શ્રીકૃષ્ણચંદ્ર વિના ન કોઈની, ભક્તિ નહિં કોઈ તૃષ્ણ,
સેહેજે શિવાલય માર્ગ દીઠું, કરવા જય શ્રીકૃષ્ણ."

એમ આ કવિને પદ ૧૯ માં કેહેતા સાંભળીએ છીયે, ત્યારે તો, આ તેમની ધર્મઘેલછા-ટેકભક્તિ-સાત ગજના નમસ્કાર કરવા જેવીજ લાગે છે. પણ સર્વ ધર્મચુસ્તો એવાજ હોય છ. ત્યાં બાપડા દયારામનો શો દોશ કાઢીએ?

આગળ ચાલતાં આ કવિ, પોતાના ઇષ્ટિદેવના નિવાસસ્થાનની વાત લલકારે છે કેઃ—જેથકી શ્રેષ્ટ ન કશું વ્યાપક, વૈકુંઠ વેષ્ટિત લોક,
જ્યાં થકી પુનરાવૃત્તિ ન્હેં, જ્યાં સ્વપ્નમાં નહિં શોક.—પદ ૮૧—

આ વાંચતાં ગીતાના ૧૫ મા અધ્યાયનો છઠ્ઠો શ્લોક યાદ આવે છે. એ નિત્ય નિવાસ-સ્થાનનું સૌંદર્ય ગાતાં, કવિશ્રી ૮૨ મા પદમાં, સુલલિત શબ્દોમાં ગાય છે કેઃ—

(ઢાળ)-કરે ગાન મધુકર મનોહર, મનમત્ત મદ મકરંદ,
ત્યાં+ ત્રિવિધ પવન વહે સુખદ, ¹શીતળ, ²સુગંધી, ³મંદ.
†કંચન લતા, મલ્લિકા, માલતી, કેતકી રહી ફૂલી,
ચંપક બકુલ કલ્હાર પ્રફુલ્લિત, કલ્લરી રહી ઝૂલી.
મણિરત્નમય ગિરિરાજશ્રી, શ્રીનાથ મન લોભાય,
અવ્યક્ત મધુર સુશબ્દ *દ્વિજગણ, શોભા કહિ નવ જાય.
શતપત્ર લોચન સુંદરી, શ્યામાતણાં બહુ વૃંદ,
તે મધ્ય વિલસે લાલ નટવર, રસિકમણિ ગોવિંદ.

સમર્થ કવિની કલ્પના આવી, હદપાર સુંદર કેમ ન હોય? પણ શિષ્યને, કવિની સુંદર શબ્દે શણગારેલી મનહર વાતથી, અદ્વિતિય ભાવ દ્રઢ થવાને બદલે, દ્વિતિયભાવની મુંઝવણ વધી પડે છે. એમ જોઇ, તે દૂર કરવા, ગુરૂ કહે છે કેઃ—

શ્રીકૃષ્ણ રાધા નામ બે, વસ્તુતા જોતાં એક,
જેમ અગ્નિ જ્વાળા-ચંદ્ર કૌમુદિ-સિંધુ ને વળિ છોળ;
કેહેતાં ભિન્ન, અભિન્ન બંધે, વસ્તુ એકજ ખોળ. —પદ ૮૬—

+ ત્રિવિધ પવન=શીતળ, મંદ અને સુગંધી એમ ત્રણ પ્રકારનો સુખકર પવન.
† કંચનલતા=સોનાના જેવા પીળા રંગના વેલા.
* બે પાંખવાળાં પક્ષિઓના મધુર કિલકાર.

આ વાતને-૮૭ મા પદમાં, કવિ વધારે સ્પષ્ટ કરી બતાવે છે કે:—

**એક ચણો** જ્યમ દ્વિદળ મળિને જી, સ્વતઃ સિદ્ધજ બે રહ્યા હળિમળિને જી,
સત્ય ચણો જ્યમ ભાસે એક જી, દ્વિદળાંતરમાં વિરલ વિવેક જી;
ત્યમ અક્ષરવેષ્ટિત* જુગ રૂપ જી, અનુભવી જાંણે વાત અનૂપ જી,
એક રૂપથી રમણ ન થાય જી, તેથી સમ ઇચ્છયું વ્રજરાય જી.

આ પછી, પદ-૮૮ થી ૯૫ સુધીમાં યમુના, ગોપી, તિલક, પ્રસાદ, ચરણામૃત, નૈવેદ્ય, ગોપીચંદન ઇત્યાદીના માહાત્મ્યની વાત આવે છે. પછી દીવાથી અંધકારનો નાશ થાય છે, અને લાહ્ય પણ લગાડી શકાય છે; તેમ છતાં દીવો તો, એ બે સદ્-અસદ્ પરિણામથી નિર્લેપજ રહે છે; તેમ, **ઇશ્વર ઇચ્છાએ સહુ થયે જાય** છે, એ વાત ખરી, પણ નામીત્ત તો કોઇ બીજુંજ બને છે; ને ઇશ્વર સારામાઠા પરિણામથી અલગ રે'હે છે—એમ સમઝાવી, પદ ૯૮ માં, કવિ કે'હે છે કે:—

(ઢાળ) જ્યમ જે સમય જેટલું જેને, લખ્યું નંદકુમાર,
ત્યમ તે સમય તેટલું તેને, પ્રાપ્ત હોય નિરધાર.
દુઃખ મૃત્યુ કો માગે નહીં પણ, સહજે સઘળું આવે,
તે રીત રૂખ સમઝૂ લહે, સર્વને સમઝણ ના'વે.
કર્માદિક બળ ત્યાંલગિ ખરૂં, જ્યાંલગી હરિ મન નાં'ણે,
નહિંતો કહે, ઇશ્વરકૃપા-કર, વેદ શીદ વખાંણે?
સહુ તજી હરિશરણે પડયા તેનું સર્વ નિજ ઇચ્છાય,
ત્યમ નહીં જગતના જીવને, કર્માદિવશ કેહેવાય.
સુખ દુઃખ હાંની લાભાદિક, સહુ વણ કર્યે પણ થાય,
તું ચિંતા તજી ચાનક ધરી, ભજ દયાપ્રિતમ વ્રજરાય.

આ સાંભળી શિષ્ય ગુરૂને પુછે છે કે, જે થવાનું તે થાય છે, ને થશેજ. તોપછી ભજન કરવાની ચિંતા પણ શાંને રાખવી જોઇએ. તે **પણ થવાનું લખ્યું હશે તો થશેજ.** ગુરૂ કહે-ના. **ભજનને માટે એમ નથી.** તેતો, જાતે કર્યાં વિના થાય નહીં. પછી પદ ૯૯ થી ૧૦૩ સુધીમાં, હરિની કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ શક્તિ, દાખલા આપી સમઝાવે છે. અને ૧૦૪ મા પદમાં, વૈષ્ણવે ઉપાસના વ્રતાદિ કેવી રીતે કરવાં, તે વાત કહી, હરિકૃત દોશ વિષેની સમઝણ આપે છે; અને પદ ૧૦૫ માં કહે છે કે:—

ન્યૂનતા વણ નવ દિનતા, દીનતા વિણ ન કૃપાય,
ન્યૂનતા ન હોય મુજ દાસમાં, તેનો કરવો કાંઇ ઉપાય.

---

* જુગ=બે.

એમ વિચારી હરિભક્તમાં, નિજ ઇચ્છાકૃત ધર્યો દોશ,
તે જોઇ દીન બન્યા રહે, બાકી ખરા સદગુણ કોશ.
પુછીશ એવું કર્યું કયમ હરિ? તે પણ કહું સુંણ ગાથ,
દેવને વાનર ગોપ કરી, રાખ્યા નિકટ શ્રીનાથ.
રાખત વિશુધ રૂપે કદા તો, આવતજ અભિમાન,
સમઝત ન કરૂણા દયાપ્રભુ, માનત–"અમો ગુણવાન."

પછી પદ ૧૦૬–માં "સદગુણ સધળા જેમાં હોય જી, કૃશ્ન વિના નહિં કોય જી,
કાજળ ટપકુ રૂપી સુત ગાલે જી, માત કરે છે જયમ ઉર વ્હાલે જી;

એમ કહી, આગળ વધીને ગાય છે કેઃ—

ગોપાળધૃત કાંઇ અવગુણ તે, સમઝવો એણી પેર,
નહિં તો અમિત અવગુણ ભર્યા, જન ઘણા ઘેરે ઘેર.
તે કર્યો કૃશ્ન, ન માંનવો–જે યત્ન કરતાં જાય,
હરિ મુકયો દોષ મટે નહીં, કરતાં અનેક ઉપાય.
તે દોષ હરિજનનો લખી, નિંદા ન કરવી કોય,
પ્રભુ ધર્યા તે ક્ષણમાં હરે. નારકી નિંદક હોય.
સહુ વેશ વૈશ્નવ પૂજવો, હોય જ્ઞાની વા અજ્ઞાન,
જયમ ગમે તેવી ગાય પણ, ફળતોષ દોષ સમાન.
શુભ ગણી સાધુ સેવિએ, તે ધર્મનું સેવન,
હરિબ્હાનું કેવળ અર્ચવું, તે દયાપ્રભુ અર્ચન.

કવિ વૈશ્નવ હતા, સ્ત્રીઓ અને ભાવિકો તેમનું ભાવથી ગુરૂપેઠે પૂજન કરતાં, જુવાન સોનારણ વિધવાને ધરકામ માટે દાસી રાખેલી, અને જાતે રૂપાળા, તેથી પૂંઠ પાછળ થતી લોકનિંદા ચૂપ કરવા, પોતાની ત્રુટિઓ, ખાંમિઓ–natural defects, હરિકૃત દોષ છે, એ વકિલાતથી, દોષારોપમાંથી બચવા, કવિએ આમ પ્રયત્ન કર્યો હોય, એવું સમજી શકાય છે. આ અટકળ સત્ય કે અસત્ય હો, પણ કોઇ રીતે દયારામને લોક દૂષિત કહે, તો દયારામનો તેમને જવાબ આજ હોઈ શકે, એટલોજ અભિપ્રાય આ કેહેવાનો છે. હવે પદ ૧૦૭–૧૦૮ માં સર્વ સંશયછેદક ગુરૂની યોગ્ય પ્રશંસા તથા વંદન વડે, કવિ આ ધાર્મિક કાવ્યની સમાપ્તિ કરે છે, અને કાવ્ય કયારે લખ્યું તે વિષે ઇશારો કરતાં કેહે છે કેઃ—

શક અષ્ટાદશ ચોરાશી, શ્રાવણ એકાદશિ ગુરૂ વાર,
છે અમળ પક્ષોત્સવ દિવસ, આ ગ્રંથ શાંતિ સાર.

આ કાવ્ય સર્વાંગે ધર્મીષ્ટ છે. પણ જ્યાં કૃષ્ણની વાત, ત્યાં શ્રૃંગારે હાજર થવુંજ જોઇએ, એવો જાણે કવિનો સિદ્ધાંત હોય, સંકલ્પ હોય, તેમ, કવિ આ સદંતર ધર્મીષ્ટ કાવ્યમાં પણ એક સ્થળે લખી જાય છે કે–

"રતનાળી રસભરિ આંખડી, અણિયાળી મનમથ બાંણુ..."

પરંતુ એકંદરે વિચાર કરતાં, આ કાવ્ય વાંચી, સાધારણ બુદ્ધિનાં ભાવિક હૃદયો, ઇશ્વર–ભક્તિ તરફ દોરાય, ને મનશુદ્ધિ કરી શકે–એ કાંઈ ઓછો લાભ નથી. ધર્મનો વિષય, દેવવાર્તાની કલ્પના, અને કવિની મધુર વાંણીને લીધે, આ કાવ્ય, સુંદર અને મનન કરવા લાયક લાગે છે–એમાં શક નથી.

### ૯—"શ્રીકૃષ્ણ સ્તવન મંજરી."

આ આત્મપરિતાપ અને પ્રભુ પ્રાર્થનાનું અસરકારક સુંદર ન્હાનું કાવ્ય છે. એમાં કવિશ્રી ગાય છે કે:—

નંદ કુંવરજી! નિજ જન જાંણી રે, કૃપા કરો,
બરદ–"પોતાનો"–ઉરમાં આંણી રે, કૃપા કરો.
છો શ્રીજી શરણાગતવત્સલ, પતીતપાવન સ્વામી,
દીનદયાળ દયાનિધિ છો, અધમોદ્ધારણ અંતરજામી;
અનાથબંધુ, કરૂણાસિંધુ, પૂરણ–કશી ન ખામી રે... કૃપા કરો.
ભક્તાધીન ભક્તવત્સલ છો, વેદ પુરાંણે ગાયા,
જ્યાં જ્યાં સંકટ સંત પડ્યું ત્યાં, અતિ આતુર થૈ ધાયા;
દુઃખ સહ્યાં પણ જન સુખ કીધાં, શું વર્ણવું વ્રજરાયા રે... કૃપા કરો.
જન અવગુણ મન વસે ન વિઠ્ઠલ, અંતરમાં અતિ પ્રીતિ,
જ્યમ સુતના અપરાધ ન ભાસે, માતતણી એ રીતી;
દોશ તણા ગુંણ સમજો સ્હાંમા, વિદુર ત્રિયાની નીતી રે... કૃપા કરો.
સ્વલ્પ માત્ર સંભારે સંકટ વેળા જો કોઈ પ્રાણી,
તદપિ સાહ્ય કરો શાંમળિયા! અનુકંપા ઉર આંણી;
ગુપ્ત નથી એ પ્રગટ વાત છે, નિગમાગમ વખાંણી રે... કૃપા કરો.

આમ કહી સંકટમાં, કોને, કેવી રીતે, સાહ્ય કરેલી, તે કહી બતાવીને કેહે છે કે:–

એવાં અનેક કારજ ભક્તતણાં, કીધાં શ્રી ભગવંત,
પાવન થાવાને મેં ગાયાં, હું નથિ ભક્તિવંત;
પતીતપાવન કર્યા ઘણા, હવે તેવું મુંજપર દો ચંત રે... કૃપા કરો.
ઉત્તમ અધમ, અધમને ઉત્તમ, આપ કરો શી વાર!
જેવો તેવો સદા તમારો, હું છું નંદકુમાર!
રૂઠો ત્રઠો, કરો ચાહો તે, અવર નથી આધાર રે... કૃપા કરો.

અખિલ દોશતણો દરિયો હું, શુભ કૃતિ સ્વલ્પ ન મ્હારી,
કોટી કલ્પે ગતી ઘટે ન્હેં, જોતાં ન્યાય વિચારી;
તો તરાય મ્હેં, કેવળ પ્રમેયબળ તારો ગિરિધારી રે... કૃપા કરો.
શિવ વિધિ શેષ સરીખા, ભેદ ન જાંણે વેદ સમસ્ત,
કોણ માત્ર ત્યાં અલ્પ જીવ હું, માહાજન મોંઘી વસ્ત;
શ્રીગુરૂ વલ્લભ સોંપ્યો, *કહાં ન વિચારી ઝાલો હસ્ત રે... કૃપા કરો.
નથી માગતો ચક્રવર્તિ પદ, સ્વર્ગ સિદ્ધિ ચો મુક્તિ,
પ્રપંચ વિસ્મૃતિ પુર્વક શ્રીજી, આપો નિજ આસક્તિ;
સુસંગ સતત સુદ્રઢ પ્રેમલક્ષણા અહેતુક ભક્તિ રે... કૃપા કરો.

### ૧૦—ચોરાશી વૈષ્ણવ.

વૈશ્નવ મહાજનના નામસ્મરણથી પવિત્ર થવાની આશાએ, કવિયે ૮૪ વૈશ્નવ ભક્તોની આ કવિતા લખી અંતે ગાયું છે કે—

એ વૈશ્નવપદ કમળરજ તણી, છે મુજને અતિ આશ,
ગાય ગુણ હરિદાસના, દયારામ દાસનો દાસ..."

### ૧૧—વલ્લભનો પરિવાર.

નંબર ૧૦ ના કાવ્યની પેઠે, આ કાવ્ય પણ, ખરા વૈશ્નવો, ભાવથી વાંચે છે. કવિ કહે છે કેઃ—

"શ્રી વલ્લભનો પરિવાર, સહુ સૃષ્ટિ શિરોમણ સાર,
સમરો સહુ વારંવાર, ઘડી પળ નેમસું જી.
હું માગું વ્રજરાય, મુજને એ સમરણ નિત્ય થાય રે,
જેના દયારામ જશ ગાય, નહીં ઘડી પળની તૃપ્તી."

### ૧૨—ભક્તવેલ.

નાભાસ્વામી કૃત "ભક્તમાળ"ની પેઠે, હરિભક્તના ગુણાનુવાદ માટે લખેલા આ ન્હાંના કાવ્યમાં, એક પાપી જીવને, એળે ગયેલી જીંદગી માટે પસ્તાવો કરતો કલ્પી, કવિશ્રી **અસરકારક ભાષામાં ગાય છે કેઃ—**

"બાળાપણુ મ્હેં બાપજી! ખોયું અજ્ઞાનમાં,
મ્હારી યુવાવસ્થા તો, વીતી વિષયના ધ્યાનમાં. ૬
વૃદ્ધપણું આવી ગયું તોયે તૃષ્ણા ન તુટી,
હાંકે સહુ હળવો પાડે, મરૂં તોહે માથું કુટી. ૭

* દ્વિ અર્થી વાક્ય છે, (૧) કહાં ન ઝાલો ?=કેમ હાથ ઝાલતા નથી ? (૨) કહાંન ઝાલો,=હે શ્રી કૃષ્ન ! કૃપા કરીને મ્હારો હાથ ઝાલો.

કરતાં એમ મૃત્યુ આવ્યું, સંગી કોઇ ત્યાં ના થયું,
આગળ જે નિપજ્યું, તેતો મુખે ના જાય કહ્યું. ૯
એવા અનેક ફેરા હું આવ્યો ને ગયો,
પણ તમોને ભજ્યા વિના છુટકો કયહુ ના થયો. ૧૦
હું માયાના પાસ તોડી, સેવું તમને શ્રી હરી,
એવું બળ હુમાં નથી, કહું છું કરગરી. ૧૧
મ્હારાં કુકૃત સહુ, તે જાંણી જોઇ માફ કરો,
વ્હાલા! પોતાનો દાસ જાંણી, મ્હારા સહુ તાપ હરો. ૧૩
હે ગોપીજનવલ્લભ વ્હાલા! તમો કૃપાના સાગર કહાવો,
ઘણાને કૃપા કરી માટે કરૂં છું દાવો. ૧૫

આમ કરગરતા કવિ. પ્રભુને દીનબંધુ કરૂણાસાગર અનાથના નાથ-એ ઉપનામો પોતાના સંબંધે ખરાં કરી બતાવવા વિનંતી કરે છે. ધ્રુવ પ્રલ્હાદ આદિ કેવા કેવા અનેક ભકતોને દયા લાવી તાર્યા, અને મહાન ભકતોની પંક્તિમાં લાવી મુકવા પ્રભુએ શું શું કર્યું, તેનું કડી ૧૬ થી ૫૦ સુધીમાં સ્મરણ કરાવી કવિ કેહે છે કે,

એવા—" ભકતના કુલના ભારે શ્રીમસ્તક રહ્યું નમી...."

તે પછી ૫૧ મી કડીમાં કવિ કેહે છે કેઃ—

એવાં જનદુઃખ હણ્યાં શ્રી નાથજી,
તેમાં એક અધિક દયો જાંણી ગ્રહો હાથ જી. ૫૧
(જે કોઇ) શિખે ને સાંભળે, ગાયે ભાવે, ભક્ત જી,
તેને પ્રભુ પ્રસન્ન થઇ કરે સુખ-રેલ જી. ૫૨

એ શબ્દોથી કવિ કાવ્યની સમાપ્તિ કરે છે. આ કાવ્ય લખ્યાની સાલ કે સ્થળ વિષેની નોંધ હાથ લાગતી નથી.

**૧૩- અષ્ટોત્તર શત કૃષ્નનામ માળા-રાગ નર્મદાષ્ટકનો.**

આ કાવ્યમાં શ્રીકૃષ્નનાં ૧૦૮ નામ કવિ ગાય છે, અને પછી કેહે છે કે-

ઇતિ લલિત નામ દામ, અષ્ટસત્ત ઉચ્ચરં,
રસિક રાધિકેશ વેશ, નટ નાગરં વરં;
સદૈવ પ્રેમયુક્ત જો, પઠેત શ્રી હરિજનં,
સુ તસ્ય ઉત્સવં દયા, ન આપદા કદા મનં. ૧૦

**૧૪—ચોવીસ અવતારનું ધોળ.**

ધ્રવળ એ ૨૪ સ્વરૂપનૂં રે, ગાતાં સુણતાં હોય વૈકુંઠ વાસ,
સકળ પાપ સંતાપ ગયાં સમૂળાં રે, ન્યાલ થયો ગાતાં દયો દાસ.

**૧૫—શ્રીકૃષ્નના ધ્યાનનું ધોળ**–રાગ ઢાળ—

પ્રથમ પ્રભાતે શ્રીકૃષ્નનું સમરણ કરિયે રે,
વ્રજની લીલા સઘળી, હરિની સંગે ધ્યાંને ધરિએ રે. ૧
સર્વે વિસ્તારીને કહેતાં ગીત વાધી જાય રે,
માટે દાસ દયો કાંઇ એક હરિના ગુંણ ગાય રે. ૧૨

**૧૬—શ્રીકૃષ્નનામ ચિંતામણિ—**

આ ન્હાંના કાવ્યમાં નામ પ્રમાણે કેવળ કૃષ્નનાં તથા વલ્લભકુળનાં અનેક નામોનું કવિએ રટણ કરેલું છે. તે ઉપરાંત આ પ્રબંધમાં ખાસ નોંધ લેવા જેવું નજરે પડતું નથી.

**૧૭—શ્રી ભગવન્નામાવળિ.**

આ પ્રબંધમાંથી રાગતાલ તુટયા વગર ટુંકો નમુનો રજુ થઈ શકે તેમ નથી. ભગવન્નામોચ્ચારથી પાવન થવા ઇચ્છિનારે દ. કા. સં. પાનું–૧૭૨ મું વાંચી જોવું.

**૧૮–શ્રીકૃષ્ન અષ્ટોત્તરશત નામ ચિંતામણિ**–ભુજંગપ્રયાત છંદનો રાગ.

નમો દેવ દેવેશ ગોવિંદ વિશ્નુ, નમો યજ્ઞ યોગેશ ગોપાલ જિશ્નું. ૧૨
નમો સર્વસાક્ષી નમો સર્વકર્તા, નમો સર્વ ભર્તા નમો સર્વ હર્તા. ૨૨
નમો બાલમૂકુન્દ પદ્માવિલાસી, નમો યાદવાધીશ વૈકુંઠવાસી. ૨૩
ઇતિ નામ શ્રીકૃષ્ન આનંદકારી, મનોકામના સર્વ દાતા, દુઃખારિ. ૨૯
મહા પાપસંતાપ કૃતભૂત ભસ્મી, સદાકાળ ગાજો સહુ જસ્મિ તસ્મિ. ૩૦

**૧૯—" શ્રીકૃષ્નજન્મ "** નો ગરબો ૫૬ કડીઓનો છે. ખાસ નથી.

**૨૦—" કુંવરબાઇનું આમેરૂં "** રાગ ધોળમાં કવિએ લખ્યું છે.

નરસિંહ મ્હેતાની દિકરીની આ કથા સુવિદિત છે. તેથી ખાસ નોંધ લીધી નથી.

**૨૧—પુષ્ટિપથ રહસ્ય.**

આ કાવ્ય કવિએ ક્યારે કયાં લખ્યું, તે જાંણવામાં નથી. પાછી ઉમ્મરે લખ્યું હશે. ૨૦૦ કડીઓના આ ધર્મિષ્ટ કાવ્યમાં × ચિન્હવાળા વિચારો– ભક્તિ પોષણ, રસિક વલ્લભ, રસિક રંજન વિગેરેમાં પુનરૂક્તિ થયા જેવા લાગે છે. આ કાવ્ય સંબંધી વાત કરતાં કવિ કહે છે કેઃ–

મહા રસ–સાગર ગ્રંથ, સુ રચ્યો રસાવલિ છંદે,
સજ્જનનું મન સુંણી, ભરાશે પરમાનંદે.
આ પુષ્ટિપથ રહસ્ય ગ્રંથ શ્રવણ, વા ગાશે,
સકળ પાપ સંતાપ જશે, વાંછિત ફળ થાશે.

પછી ગુરૂમહાત્મ્ય વિષે બોલતાં કવિ કહે છે કે—(દુહા.)

*એક રૂપ ગોવિંદ ગુરૂ, પણ ગુરૂ અધિક પ્રતાપ,
પુનિત દર્શ ગોવિંદનું, શ્રી ગુરૂ દર્શ સપાપઃ
કાયિક વાચિક માનસિક, સાંસર્ગિક અકથિત પાપ,
ભસ્મિભૂત તત્કાળ છક, વલ્લભ નામ પ્રતાપ.
જેનું ઉઘડે ભાગ્ય, તેહને નિશ્ચય આવે,
ઉરમાં આસુરિ ભાવ, હોય તો ભ્રાંત્યુપજાવે.

એમ કહી રસાવલિ–રોળા–કે કાવ્ય છંદમાં, કવિ, શ્રદ્ધા વિષે બોલતાં કહે છે કેઃ–શુદ્ધ દૈવિ જો હોય, સહજ મહા પ્રભુ રૂચિ આવે,

આસુરિ લખે પ્રતાપ, તદપિ તે શરણે નાવે,
પણ તે દ્રઢ વિશ્વાસ, આવવો ન મળે સેહેલો,
તે પામે........જેણે, સત્સંગ કર્યો બહુ પેહેલો.

×એમ કહી અજગર, ચાતક, મુચુકંદ, જનમેજય–જેવાં દ્રષ્ટાંતો આપી કહેછે કે–

વિશ્વાસે કરીને વણ શ્રમ બહુ આહાર મળે છે,
નિશદિન ભટકે શ્વાન, ક્ષુધા નવ તદપિ ટળે છે.
×શ્રી ગિરિ–શિખર દ્રુમ, સદા હરાં હરિને વિશ્વાશે,
વૃક્ષ વાટિકા વણ સીંચ્યે, સુકે નર આશે.
દ્રડ વિશ્વાસે "ગોછાળ" જપતાં–ગોપાળજ ફળિયા,
વિશ્વાસે જાપરો પ્હાંણ, પૂજ્યે પ્રભુ મળિયા.
સર્પ ડસ્યે નવ મરે, દ્રડ તુલસી વિશ્વાસે,
અવિશ્વાસથી દૂર, પ્રભૂ વિશ્વાસે પાસે.

પછી વસ્તુ એક છતાં, નામ–સંજ્ઞાઓ (ઓળખવા માટે) જુદી જુદી છે, તેથી શું થયું–એમ સમઝાવવા કવિ કહે છે કેઃ–

હોળિ, નાગ પંચમી, દિવાળી જેમ એકવારી,
ત્યમ એ વસ્તુ એક, ‡નામત્રિ લેવાં ધારી.

---

* ગોવિંદનાં દર્શન તો માણસ પવિત્ર થાય ત્યારેજ તેને થઇ શકે છે. પણ ગુરૂનાં તો ભાવે કરીને શરણે આવે એટલે તે છેક પાપરહિત ન હોય, તોપણ તેને થઈ શકે છે. તેથી ગોવિંદ કરતાં ગુરૂ વધી જાય છે એમ કેહેવાનો ભાવાર્થ છે.

‡ નામત્રી=(૧) શ્રી વલ્લભ, (૨) શ્રી વિઠ્ઠલ, અને (૩) શ્રીજી.

શ્રીજી લીલા સમગ્ર, લ્યો એ વિધિ નિરખી,
*ખેલવણાં બહુ ભાતિ, શર્કરા સઘળે સરખી.

એમ કહી કાવ્ય સમેટતાં, કવિ એક મુદ્દાની વાત કહે છે કેઃ-

નગર ગલીનું નીચ, નીર પણ મળ્યું ગંગને,
પછી તદ્રૂપ ન થાય, દોશ લાગે પ્રસંગને.
મ્હારૂ સો બળ શ્રીગુરૂ છે-દ્રઢ પડયો ભરોંસો,
શ્રીજી તેના થૈ ચુકયા, કિંચિત નહી સોંસો.
†પૃથક નામ આકાર, વસ્તુ તેની તે ભાળો,
સમઝી એમ મન માંહિ, દેવિ! સૌ સંશય ટાળો.
જેવું હરિ ગુરૂ રૂપ, ત્યમજ વૈશ્નવનું જાંણો,
વણ શ્રમ મહા ફળ મળે, ઉભયથી, અધિક પ્રમાણો.

## ૨૨—કાળજ્ઞાન સારાશઃ (રાગ-દોહા.)

દ્વિજનાગર સાઠોદરો, દયારામ હરિદાસ,
તેણે "કાળતાન"-આ, કીધો અર્થ પ્રકાશ. ૮૨
કાળજ્ઞાન કથા ઘણી, તેમાંથી અહિ સાર,
કથન પ્રયોજન જેટલું, કીધું સરળ પ્રકાર. ૨
શંકરે ઉમિયાને કહ્યું, અર્ભકને મુનિ દત્ત,
તે પ્રમાણુ અહિ મ્હેં કથ્યું, રખે લહો મમત્ય. ૩
અંતસમય ક્યમ સમઝિયે, કેટલું આગુ મૃત્ય,
તે સંશય છેદન કરૂં, કહું સમઝાવી ગત્ય. ૭
મરવું તો સમઝે સહુ, પણ કયારે?-નહિં ભાન,
એક દિવસ આડો રહે, ત્યાંજ લગી નહિં ગ્નાન. ૭૧
જાંણ્યાથી ભય ઉપજે, ત્યારે હરિ સમરાય,
પ્રીત પ્રભૂ સાથે વધે, અવર અકારૂ થાય. ૭૨
જનમ્યું તેને મરણુ તો, જયારે ત્યારે થાય,
પણ તેને ધન્ય જેહનો, હરિ ભજતાં દિન જાય. ૫

---

* ખેલવણાં બહુ ભાતી-ખાંડનાં રમકડાં ભાત ભાતનાં-ન્હાંનાં મ્હોટાં-હોય, પણ તે બધામાં મિઠાશ તો એક સરખીજ હોય, તેમ હરી-નામ અનેક છે, પણ તે બધામાં પ્રભુતા તો એક સરખીજ રહેલી છે. એમ કહેવાની મતલબ છે.

† પૃથક નામ આકાર-એ લીંટીમાં પણ, ઉપરની ટીકાના જેવોજ વિચાર ફરીથી બતાવેલો છે, કે સોનું એક, પણ તેના અલંકાર થયા, તેનાં નામ જુદાં. એ રીતે.

દુર્લભ મનુષાદેહ છે, આવે કોઇક વાર,
તે પામ્યાનો લાભ એ, ભજવા નંદકુમાર. ૪

આ કાવ્ય કવિયે કયારે અને કયે સ્થળે લખ્યું, તેની નોંધ હાથ લાગતી નથી. પણ ખાત્રીથી અનુમાન થઇ શકે છે કે, તે ડભોઇમાં, વૃદ્ધાવસ્થામાં, એટલે કે, મરતાં પેહેલાંના સખત મંદવાડના અરસામાં લખ્યું હોવું જોઇએ. કવિ કેહે છે કે:—

કાંઈ સવેળા થાય જયમ, આગળ કાળનું જ્ઞાન,
**ત્રણ વર્ષથી દિન એક લગી,** એવું કહ્યું વિધાન. ૮
એક પાસ, એક રાત દિન, વહે વાયુ એક ધાર,
ત્રણ વરષ આયુષ લહિ, ભજવા નંદકુમાર. ૧૨
મૂત્ર પુરિષ ભરિ વાપિકા, કનક રજત સમ રંગ,
જાગૃત સ્વપ્ને જો લખે, દશ માસે તનુ ભંગ. ૧૭
ભૂત પિશાચ ગાંધર્વ નગર, વૃક્ષ કનક સમ ભાસ,
જે જનને-તે જનનો, **નવમે મહિને નાશ.** ૧૯
કપોત ગર્ધવ ઉલુક કાગ, બેસે જેને શીશ,
ખટમાસે મરવું લહી, સમરી લે જગદીશ. ૨૩
લોચન અંગુલિ દાબતાં, જ્યોતિ જુએ ન જેહ,
**ચોથે માસે તે મરે,** એક પક્ષ છે એહ, ૩૯
ઘૂંટણ ભગ્ન સરીખડા, પડે ચાલતાં ત્રાસ,
એવાં જેને ચિન્હ તે, **જીવે એકજ માસ.** ૪૨
તૈલ, તોય, ઘૃત, કાચમાં, નિજ તનું જોય પ્રત્યક્ષ,
દીસે શીશ રહીત ધડ, જીવે એકજ પક્ષ. ૪૩
જેની કાયા સુંઘતાં, શબ અસ્તિ દુરગંધ,
અધ માસે તેનેજ પણ, નિશ્ચે મરણ સબંધ. ૪૬
ટચલિ અંગુલિ દેખિએ, વચલૂં વેઢું શ્યામ,
ત્યારે જિવતર સોળ દિન, સમજી સમરો રામ. ૪૭
શીતળ લાગે રવિ પ્રભા, સંતાપે શશિ કિર્ણ,
પવન ઉશ્ન શિત નહિ સમઝ, તો અધ માસે મર્ણ, ૪૮
**એક અંગુલી બે ગણે,** એક ચંદ યુગ જોય,
સછિદ્ર દેખે છાંય નિજ, **શિઘ્રજ મૃત્યુ હોય.** ૫૬
પિત્ત સદન વાયૂ વસે, પિત્ત જાય કફ ઠામ,
કફ આવી કંઠે વસે, સધ જાય જમ ધામ. ૫૮

હૃદય ચરણુ નાભી તથા, નાસા શીતલ્ર હોય,
શીશ તપ્ત જેનૂં રહે, તે નવ જીવે કોય. ૬૧
કિન્નર રીંછ ચઢયો થકો, ગાતો દક્ષિણ જાય,
એવું સ્વપ્ને દેખતાં, શીઘ્રજ મૃત્યુ થાય. ૬૩
રક્ત, કૃશ્ન, અંબર ધરી, સતિ ગાતી જો નાર,
તાંણિ જાય દિશ દક્ષિણે, શીઘ્રજ મરણ વિચાર. ૬૪
જાણે કર્દમ સાગરે, બૂડયો શિર પર્યંત,
**એવું શમણું દેખતાં, સદ્ય સમઝવો અંત** ૬૫
કાળો પુરૂષ બિહામણો, શસ્ત્ર ઉગામી ધાય,
પથ્થર મારે સ્વપ્નમાં, તુરત મરણ કહેવાય, ૬૬
કર અંગુલિ રૂંધ્યે કરણ, આત્મ-નાદ ન સુંણાય,
સ્વભાવ જે જનનો ફરે, વેહેલો જમપુર જાય. ૬૭
તે માટે આ મરણનાં, પ્રકટ કથ્યાં મ્હેં ચિન્હ,
ચેતે તો હરિને મળે, પરોપકાર વચન. ૭૩
સતિ બળવા જેમ નીકળે, તેને કશું ન મિષ્ટ,
તેમ તું મનથી સહુ તજી, પ્રિય કર જે પ્રભુ ઇષ્ટ. ૮૦
નિત પ્રતિ રેહેજે નિરખતો, કહ્યાં તેટલાં ચિન્હ,
મરણ જણાશે સવેરૂ, હરિપદ ધરજે મંન, ૮૧

## ૨૩—સિદ્ધાંતસાર.

૪૧ દુહાનું આ ન્હાનું હિંદી કાવ્ય છે. કવિએ ક્યારે ક્યાં લખ્યું તેનો પતો નથી. પણ પાકી ઉમ્મરે લખ્યું હશે. મંગળાચરણમાં કવિ ગાય છે કેઃ—

શ્રીગુરૂ ગિરિધરલાલ પદ, પંકજ કરહું પ્રનામ,
અખિલ અમંગળ અઘહરન, જન મન પૂરન કામ. ૧
ગ્રંથ ઘને સિદ્ધાંતકે, હૈં-પરિ અતિ વિસ્તાર,
તાતેં લઘુ વિસ્તારમેં, કહું હું સારકો સાર. ૨

એમ કહી, દુહા ૩ થી ૯ સુધીમાં, ઇશ્વરની અતર્ક્ય શક્તિની વા। કરી, કવિ કેહે છે કેઃ—

"હોં હરિકો-સમઝ્યો ન કછુ"-યોં માંને સોઇ જ્ઞાનિ,
"બ્રહ્મજ્ઞાન મોકું ભયો"-કહિયો મત અજ્ઞાની. ૧૦
હરિકાં મિલબો હોય તો, જનકું કછુ ન પ્રયાસ,
બિન મરજી-અતિ શ્રમ કિયે, ક્યોંહુ ન મિલિ અબિનાશ. ૧૧

સુલટેકાં ઉલટાં કરે, ઉલટા સુલટ બનાય,
કૃષ્ણ ચાહિ સોહી કરે, દે પુનિ ન્યાય દિખાય. ૧૪

*દુઃખ હે સંત–અસંતકાં, સુખ હે સંત–અસંત,
કછુહુ કહત બને નહીં, હરિઇચ્છા બલવંત. ૧૯

‡સબ સાધન હરિ બિમુખ તસ, જસ અંબર બિન અંક,
બિન સાધન સાધની સુમુખ, કરૂના બિન કૃતિ રંક. ૨૩

અબિશ્વાસ અહંકારતેં, નિષ્ફલ સબ સાધંન,
જો સાચી ઈક દીનતા, તો પ્રભુ સહજ પ્રસંન. ૨૪

ચુક અરૂ ચિંતા ઇહ દુહુ, જિયકો ધર્મ સુ હોય,
હરિ મિટાવે તો મિટે, જિયતેં મિટે ન કોય. ૨૯

પ્રમેય ઓર પ્રમાન દુહુ, બચન બહુત પ્રકાર,
તાકોં તસ બચ પ્રિય લગે, જાકો જસ અધિકાર. ૩૨

§પૃથક પૃથક શ્રુતિ સ્મૃતિ બચન, પ્રતિ મુનિ ભિન્ન બિચાર,
ધર્મતત્ત્વ અતિ ગૂઢ હે, મહાજન ચલિ પથ સાર ૩૩

મનબૃત્તિ મલિન ન કછુ, તબ શુચિ અંતઃકર્ન,
ભક્તરાજ જબ જાંનિયે, પ્રિય કછુ ન બિના ગિરિધર્ન. ૩૭

×જયાકું ન નાથ, સુનાથ વર, જયાકું ન આસ–સુ દાસ,
જયાકું ન ગુરૂ–સોહી ગુરૂ, જ્ઞાનિ સુ–જયાહિ ન ત્રાસ. ૩૮

---

* દુઃખ હે સંત=પાપીઓને સંતનો સહવાસ ગમતો નથી. એથી ઉલટું સંતોને પાપી મળે, તો હર્ષ થાય છે, કે તેમનો ઉદ્ધાર કરવાનો સુયોગ પ્રાપ્ત થયો.

‡ સબ સાધન હરિ બિમુખ તસ=હરિ વિમુખ હોય, તેને ગમે તેટલાં સાધન મળે, તોપણ એકડા વિનાનાં મીંડાં ગમે તેટલાં હોય તેની કિંમત નથી; તેમ નિરર્થક નીવડે છે. તેથી ઉલટું હરિસન્મુખને સાધન ન હોય, તોપણ એકલી હરિકરૂણાજ બસ છે.

§ પૃથક પૃથક=श्रुतिःविभिन्ना, स्मृतयो विभिन्ना...तथा महाजनो येन गतः सपंथा એ બે સંસ્કૃત વચનો આ ૩૩ મો દુહો વાંચતાં યાદ આવે છે.

× જયાકું ન નાથ=જેને શિર બીજો ધણી નથી, તેજ ખરો નાથ જાણવો. જેને માથે ગુરૂ નથી, તેજ ખરો ગુરૂ જાંણવો; અને જેને કોઇ પ્રકારનો ત્રાસ નડતો નથી, તેજ ખરો જ્ઞાની સમજવો.

દ્રઢ બિશ્વાસ વહિં હરિ મિલે, લોભ વહાં હે પાપ,
જ્યાંહાં સંતોશ વહાં સુખનિધિ, જ્યાંહાં તૃશ્ના વાંહાં તાપ. ૩૯

†પુર્વપચ્છ જ્યહાં હોય ના, સોહિ "સાર સિદ્ધાંત,"
ચાતુરકે ચિતમેં બસે, ભાજી ભય મનભ્રાંત. ૪૦

દયારામ હરિદાસને, કીનો હે યહ ગ્રંથ,
પઢત સુનત મન પ્રસન્ન હુઇ, લહિ ફળ પુષ્ટી પંથ. ૪૧

## ૨૪—શ્રી કૃશ્નનામ મહાત્મ્ય મંજરી—રાગ છંદ રસાવળ.

કૃશ્નકિર્તને કૃશ્ન રહે ઊભા નિત પાસે,
ફરતાં પૂંઠળ ફરે ભક્ત–પદ રજની આશે. ૩૦

કૃશ્નનામથી સર્વે નમે, જગમાં જશ આપે,
કૃશ્નનામથી શાપ ન લાગે જો કોઇ શાપે. ૩૩

કૃશ્નનામ અજ્ઞાન તિમિર ટળિ જાયે,
કૃશ્નનામથી બાહ્યાન્તર અજવાળુ થાયે. ૪૨

ઔષધ–અમૃત, વા વિષ–વણ સમઝ્યે કો ખાયે,
તદપી તેના ગુંણ આપે, વૃથા ન જાયે. ૬૫

અગ્નિસ્પર્શજ થાય અજ્ઞાને, તદપી તે બાળે,
તોપછિ કૃશ્નનામ કુકર્મ કયમ ન પ્રજાળે ? ૬૬

માટે લક્ષ વાતની વાત, કહું સમ ખાઇ,
**રટો કૃશ્ન, આ અવસર નથિ મળવો ભાઇ!** ૬૮

શ્રીગુરૂ વલ્લભ દ્વિજ **દયારામ** શુભ કૃતિ આ કીધી,
હરિજનને સુખ થવા, **આપ મન શિક્ષા દીધી.** ૭૦

## ૨૫—શ્રીકૃશ્ન અકળચરિત્ર ચંદ્રિકા-રાગ છંદ દુવૈયાનો.

વિરૂદ્ધ ધર્માશ્રય ચરિત્ર, શ્રીકૃશ્નચંદ્રકે કહિયે,
કછુહુ ન કહત બને ઇશ્વરકો, બેર બેર શિર નૈયે. ૬

બ્રહ્મચારિ ક્યોં કહે ? ગોપિકા–કાંત ખરે ગોપાલા,
કામી હોઉ તો કાલિંદી ક્યોં–માગ દેત બ્રજલાલા ! ૮

---

† પુર્વ પચ્છ=જે સિદ્ધાંત નિર્વિવાદ છે, તેજ ખરો ધર્મસિદ્ધાંત જાણવો. એજ સિદ્ધાંત ચતુરના મનમાં વસીને, સંસારભય તથા મનની ભ્રાંતિને ટાળી શકે છે.

નાગપાશ બંધાયે નટબર, કાલિ નથ્યો અહિ છિનમેં,
અકથિત, અચિંત્ય, મહિમા મોહન, આવત બચન ન-મનમેં ૧૦

તેજસ્વિ દીપકતેં કજ્જલ, સ્યામ પ્રકટ પ્રભુ કીનો,
નાથ નાગ શિર મનિ નિપજાયો, ઈંપરશ્મિ રસ ભીનો. ૨૫

*લોહ ઉગાયો, કનક જરાયો, ગિરિ તારે જ્યોં તરની,
ધર્મ અધર્મ, અધર્મ ધર્મ, તુમ કરો અકરની કરની. ૪૭

અનંત કોટિ બ્રહ્માંડકિ દોરી, પ્રભુ તિહારે કર માંહી,
ત્યોં સબ નાચે-નચાઓ જ્યોં બિધિ, સ્વતંત્ર કોઊ નાંહી. ૪૮

કૃષ્ન તુમારે કરનોં હે સો, રોકિ શકે નહિં કોઇ,
નહિં મરજી સો હરબ્રહ્માસોં, કછુ કર્યોહું નહિં હોઇ. ૫૦

અશરન શરન, અનાથ નાથ હરિ, આરતબંધુ સાંચે,
પાવનપતિત ભક્તાધિન ભગવન, એહી શ્રૃતિમેં બાંચે. ૫૪

**જેસે હો, તૈસે તુમ મમ પ્રભુ**, કૃષ્ન! કરૂં પ્રનામા,
જેસો હું તૈસો મોહિ પાલો, મહા પ્રભુ સુંદરશ્યામા! ૬૧

દયાપ્રિતમકી "અકલચરિત્ર ચંદ્રિકા" જો કોઇ ગાવે,
તિનકે સબ સંધે મિટિ જાવે, શ્રીહરિ પદવી પાવે. ૬૨

## ૨૬—ચિંતાચૂર્ણિકા.

મંગલાચરણ.

**चिंता चिता समा ख्याता, बिंदु मात्र विशेषतः।**
**सजीवं दहते चिंता, निर्जीवं दहते चिता ॥**

રાગપ્રભાત–ચિંતા ન કર કોઇ વાતની, જેની સબંધ વિચારી,
શ્રીવલ્લભકુળ સોંપ્યો છે, કર ગ્રહી ગિરિધારી. ૧

શ્રીવલ્લભનું શરણ છે, એ બળ સમઝ માં ન્હાનું,
**કર ગ્રહેશે**, કૃતિ નહિં જુએ, શ્રીજી જોશે રે મ્હાનું. ૨

ગોસુત બે–[1]બળદ, [2]સાંઢ જો–એક ઘેલો, એક ડાહ્યો,
ડાહ્યો દુઃખી બાંના વિના, મ્હાંને ઘેલો પુજાયો. ૪

* લોહ ઉગાયો=લોઢું ઘાસની પેઠે ઉગાડયું એમ કહેવાની મતલબ છે.

બુડતા જિવને કાઢવા, તારો નિજ બળ દોડે,
કંઠે વળગી પડે બૂડતો, તદપિ તે નવ છોડે. ૮

શ્રી મ્હાપ્રભુજીને છે તારવા, તે તો ક્યમે નવ બૂડે,
નથિં જે વિચાર્યાં, તે ન્હૈં તરે, કોટી કરી કર્મ રૂડે. ૨૦

ઉભય વરણી શુભ કૃતિ કરે, બેહુ સમઝણ ન્યારી,
**પેહેલો માને કૃતિ મ્હેં કરી,** બીજે હરિ-રૂચિ ધારી. ૨૯

**चिंता-क्वापि न कार्या निवेदितात्मभिः कदापि ।**
**વચન એ** શ્રી વલ્લભતણું, ચિંતા કેઇ પેર વ્યાપી? ૪૦

ભાવિ મટે જો વિવેકથી, તો પંડિત હોય સહુ સુખિયા,
ડાહ્યા ઘેલાનું પ્રમાણ ક્યાં? બંન્ને સુખી-બન્ને દુઃખિયા. ૪૨

ચિંતા કરિશ તદપિ તૂં થકી, ઓછું વત્તું શું થાશે!
સુખ દુઃખ શ્રીકૃષ્ણના હાથમાં, કલ્પે ભજન ભુલાશે. ૪૪

કશું કરવા સમ્રથ નથી, નિજ બળે જીવ કોઇ,
પણ-કર્ય-કેહેવું સંભવે, વ્યવહારને જોઈ. ૪૮

**દોષભાવે આવે દીનતા,** હરિકરૂણા ત્યારે વાધે,
ખેતર સુધરે જ્યમ ખાતરે, તેથી બહુ અન્ન લાધે. ૫૩

એ અકલગતિ દયાનાથની, સમઝ્યો **સમઝે, ને ચૂકે,**
પણ **એટલું** તો નિશ્ચે ખરૂં, હરિ કર ગ્રહીને નવ મૂકે. ચિંતા૦-૬૧



# પત્રક જ-કવિ દયારામનાં-અપ્રસિદ્ધ કાવ્યોનું.

૧ નીચેનાં ૭ આસનોમાં બતાવેલી મુળ યાદીઓમાં દાખલ થયેલાં જે જે કાવ્યો-પાછળથી પ્રસિદ્ધ થયેલાં છે, તે દ. ર. મા. ભાગ ૧ માં, આ પત્રકમાં દાખલ કરેલાં છે. તેથી આ પત્રકમાંથી, જેના તે આસનમાંથી, કમી કરેલાં છે. તેથી અસલ યાદીઓ સાથે સરખાવતાં, વાંચનારને તેટલો તફાવત માલમ પડશે.

૨ એક વાર, એક આસનમાં આવી ગયેલો નંબર, બીજાં આસનોમાં ફરીથી આવે, તે વેળા, તેને કૌંસ ( ) માં મુકીને બતાવેલો છે.

| પ્રા. કા. ત્રિ. અંક ૩ સને ૧૮૮૬ ને ૧૩ મે પાને (દયારામ ચરિત્રમાં) છપાયેલી યાદીમાં, તથા પ્રા. કા. મા. ગ્રંથ ૨ સને ૧૮૯૦ ને ૧૩ મે પાને (કવિ ચરિત્રમાં) છપાયેલી યાદીમાં દાખલ છે તે. | બુ. કા. દો. ભાગ ૫ સને ૧૮૯૫ ને ૪૬ મે પાને "દયારામ" -એ નામના આદિ લેખમાં આપેલી યાદીમાં દાખલ છે તે. | મી શેઠે સને ૧૮૯૯માં છપાવેલા 'દયારામ'એ નામના પુસ્તકને ૮૫ મે પાને આપેલી યાદીમાં દાખલ છે તે. | સને ૧૯૦૧ માં "દયારત્નમાળ" આવૃત્તિ પહેલી છપાયેલી તેને ૭ મે પાને આપેલી યાદીમાં દાખલ છે તે | સને ૧૯૧૮ માં જગજીવનદાસ મોદીએ પ્રસિદ્ધ કરેલ "દયારામ" નામના પુસ્તકને ૯૧ મે પાને આપેલી યાદીમાં દાખલ છે તે. | સને ૧૯૨૦ માં, નારણદાસ શાહે છપાવેલા, "ભક્તકવિ શ્રીદયારામભાઇનું જીવન ચરિત્ર"-એ નામના પુસ્તકને ૩૦૦ મે પાને આપેલી યાદીમાં દાખલ છે તે. |
| --- | --- | --- | --- | --- | --- |
| જુઓ દ. ર. મા. ભાગ ૧ પાના ૩૦ ક થી ૩૦ જ સુધીમાં નંબર-૭-૧૫-૨૮-૪૧-૪૭-૪૮-૬૧-૬૩-૬૭-૭૫-૧૩૭-૧૪૦-૧૪૨-૧૪૭-૧૫૭-૧૬૧- | જુઓ દ. ર. મા. ભાગ ૧ પાના ૩૦ ક થી ૩૦ જ સુધીમાંથી નંબર-૧૧-૨૨-૨૩-૨૭-૫૨-૫૬ થી ૫૮-૬૫-૮૫-૮૭-૯૨-૧૦૨-૧૨૩-૧૨૬-૧૨૭- | આસન બીજામાં છે, તેના તેજ નંબરો, અહીં પણ વાંચી લેવાના છે. ફેરફાર નથી. | જુઓ દ. ર. મા. ભાગ ૧ પાના ૩૦ ક થી ૩૦ જ સુધીમાંથી નંબર-૧૮-૫૩-૫૪-૭૩-૭૬-(૮૭)-૯૧-૯૬ થી ૯૮-૧૦૧-૧૦૫-૧૬૨-૧૬૬-૨૧૮-૨૨૦- | આસન ત્રીજામાં લખેલી ટીકા અહીં પણ લાગુ થાય છે. નંબરોમાં જરાએ ફેરફેર નથી. | જુઓ દ. ર. મા. ભાગ ૧ પાના ૩૦ક થી ૩૦ જ સુધીમાંથી નંબર-૨-૮-૧૦ થી ૧૫-૨૦-૨૪ થી ૨૬-૩૦-૩૬-૩૭-૪૦-૪૪-૪૫-૪૯-૫૦-૫૮-૬૦-૬૨-૬૪-૬૮ થી ૭૨-૭૮-૮૦ થી ૮૨-૮૪-૮૮-૯૯-૧૦૦-૧૦૮ થી ૧૧૨-૧૧૪-૧૧૫-૧૧૭-૧૨૦-૧૨૨-૧૨૪-૧૨૫-૧૨૮-૧૩૪-૧૩૫-૧૩૮-૧૩૯-૧૪૩-૧૪૪-૧૪૮ થી ૧૫૪-૧૬૧- |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૫-૨૧૦-૨૪૫-૨૪૮-૨૫૦-૨૫૬-૨૬૬-૨૭૩-૨૮૧-૨૮૮-૩૦૩—૩૦૫ ૩૨૧--૩૨૩-૩૨૪ | ૧૪૫-૧૫૯-૧૬૪-૧૬૬-૧૮૫—૧૮૭ થી ૧૯૯—૨૦૨-૨૦૭-૨૩૪-(૨૮૧) -૩૦૪-૩૧૨-૩૧૪ -૩૩૦-૩૩૧ | | ૨૨૨-૨૨૫-(૨૪૮) ૨૫૭-૨૮૭-(૩૦૪) -૩૧૫-૩૨૦-૩૨૫ -૩૨૭ | | ૧૬૭-૧૬૯-૧૭૧થી ૧૭૪-૧૭૬થી ૧૮૪-૧૮૬-(૧૮૭)-૧૯૦-૧૯૨-૧૯૩-૧૯૮થી ૨૦૨-૨૦૮-૨૦૯-૨૧૩-૨૩૧-૨૩૨-૨૩૪ થી૨૩૬-૨૩૯થી૨૪૧-૨૪૪-૨૪૬-૨૪૭-૨૪૯-૨૫૨-૨૫૩-૨૫૮ થી ૨૬૩-૨૬૫-૨૭૨-૨૭૪થી ૨૮૦-૨૮૬-૨૮૯થી ૨૯૫-૨૯૭-૨૯૮-૩૦૨-૩૦૩-૩૦૬-૩૦૮થી૩૧૧-૩૧૭ થી ૩૧૯-૩૨૪-૩૨૬-૩૨૮-૩૨૯-૩૩૨-૩૩૩- |
| કુલ ૩૧ કાવ્યો. | કુલ ૩૨ કાવ્યો. | | કુલ ૨૩ કાવ્યો. | | કુલ ૧૪૫ કાવ્યો. |

તારિજ-આસન ૧ નાં કુલ કાવ્યો ૩૧

„ ૨ „ ૩૨

„ ૪ „ ૨૩

„ ૬ „ ૧૪૫

કુલ એકંદર અપ્રસિદ્ધ કાવ્યો ૨૩૧

**આસન ૧ ની ટીકા**—પ્રા. કા. ત્રિ.માં લખે છે કે-આ યાદીમાં લખેલાં કાવ્યો અને ગદ્ય, પદ્ય, ગ્રંથો ઉપરાંત ઘણાં છુટક પદો, ગરબીઓ, નીતિ ભક્તિની કવિતાઓ, અને મરાઠી, પંજાબી, હિંદુસ્તાની કવિતાઓ (નીતિ ભક્તિ શ્રૃંગાર વિગેરેની) તેમજ **સવા લાખ** (!!!) **છુટક પદો** અને ૨૦૮ અમુલ્ય નાનાં મ્હોટાં કાવ્યો **દયારામ** કવિએ લખ્યાં કેહેવાય છે.

**આસન ૨ ની ટીકા**—આ પત્રકનાં બીજા આસન માટે બૃ. કા. દો. ભાગ ૫ માં લખે છે કે-આ યાદીમાં બતાવેલાં કાવ્યો ઉપરાંત, કવિ દયારામે, ગુજરાતીમાં ૭૦૦૦, હિંદુસ્તાનીમાં ૧૨૦૦૦, મરાઠીમાં ૨૦૦, પંજાબીમાં ૪૦, સંસ્કૃતમાં ૧૫, ને ઉર્દુમાં ૭૫ પદો લખ્યાં કેહેવાય છે (!)

**આસન ૩ થી ૫ સુધી ટીકા**—ત્રીજા આસનના સંબંધમાં મી. શેઠની આવી કોઇ જાતની ટીકા નથી. ચોથા આસન માટે દ. ર. મા. પેહેલી આવૃત્તિમાં પણ કંઈ ટીકા નથી, અને પાંચમા આસનના સંબંધે, મી. મોદીને પણ કંઈ ખાસ કેહેવાનું નથી.

**આસન ૬ માટેની ટીકા**—છઠ્ઠા આસનવાળાં કાવ્યો માટે મી. શાહ લખે છે કે-આ યાદી હજી અપૂર્ણ છે. **દયારામ-ભાઇએ** ગુજરાતી, હિંદી, વ્રજ, ઉર્દુ, મરાઠી, પંજાબી, સંસ્કૃત, ફારસી, કર્ણાટકી, ઇત્યાદી અનેક ભાષામાં ગ્રંથો રચ્યા છે (!) અને ગરબા, ગરબી, છંદ, પ્રબંધ, કવિતા, સાખી, દુહા, સોરઠા, ધોળ વીગેરે નાનાં મ્હોટાં **મળી-દોઢથી બે લાખ પદો** રચ્યાં છે (!!!) એમ કેહેવાય છે. મ્હોટો ભાગ ગુજરાતીમાં અને વ્રજ (હીંદી)માં લખાયો છે.

**મ્હારી પોતાની ટીકા**—હવે દ. ર. મા. ભાગ ૧ ના પાના ૩૦ **क** થી ૪૦ **ज** સુધીની, કાવ્યોની યાદી જોતાં, એકંદર કાવ્યો-પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ તમામ-ની મ્હારી ગણત્રી ૩૨૦ આવે છે. ૨૦૮ નહીં. પણ **अ** કે **ब** કોઈ પત્રક કાયમનું -સમજવાનું નથી. કેમકે બારીક તપાસથી જોતાં, કવિનાં કેટલાંક કાવ્યોના પેટા વિભાગ-એટલે કે પ્રકરણોનાં હેડીંગ-મથાળાં -ને, કવિના વખાણનારાઓએ, મનમોજથી, જુદાંજ કાવ્યો તરીકે, જનસમાજને ઓળખાવી આપ્યાં છે. જુઓ દ. ર. મા. ભાગ ૧ પાનું ૩૦ **ख** થી ૩૦ **ज** સુધી. આહાવાં કાવ્યોની, વળિ પાછી કમી જારતી કરવામાં આવે, તો કાવ્યોની યાદી, કે પત્રકમાં બતાવેલા નંબરો ફરી જાય-એમાં શક નથી. પણ એ ગુંચવાડાનો ઉકેલ, હાલને હાલ, કરી લેવાની ખાસ જરૂર જણાતી નથી.

## પુરવણી ૩ જી — કવિ દયારામનાં કેટલાંક અપ્રસિધ્ધ કાવ્યોનું-જુઓ દ. ર. ભા. ભાગ ૧ પાનું ૩૮૪

અનુક્રમ નંબર ૭૩ મો-જેની આ વિગતવાર તપસીલ છે.

| અનુક્રમ નંબર | કક્કાવારી અક્ષર | કાવ્યનું નામ. | કવિતાની શરૂ થતી અથવા પહેલી લીટી. | ભાષા. | રાગ. | કવિતાનો વર્ગ. | ખાસ નોંધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અ | ૦ | અમો પ્રેમે પચેલાં રે, પ્રેમે પચેલાં, વ્રજવાસી રે, ઉદ્ધવજોગ શું કરીયે? | ગુજરાતી | કાલિંગડો | પ્રેમભક્તિ | |
| ૨ | | ૦ | અકળ ગતી હરીની કોઈ ના કળે રે. | „ | ગરબો | ઉપદેશ | |
| ૩ | | ૦ | અનેક ભક્તનાં કામ કર્યા પ્રભુ, ભક્તવત્સલ તમો કહાવો | „ | ગુર્જરી (કે) ભૈરવ | ભક્તિ-પ્રાર્થના | |
| ૪ | | ૦ | અબતો હમસેં ભક્ત કહાયો. | હીંદી | બિહાગ | „ | |
| ૫ | | ૦ | અજહુ ન આયે પ્યારે રે, આલિ! અજહુ ન આયેરી | „ | માલકોશ | શ્રૃંગાર | |
| ૬ | | માનલીલા. | અલબેલી ચલી અપનો પિયુજી મનાય. | „ | સોરઠ | „ | |
| ૭ | | ૦ | અબ કો ઉપાય કરૂં ગુરૂ! નંદ સુત ના રહે | „ | „ | „ | |
| ૮ | | ૦ | અલિ! કો સુજાન ગભરૂ! મેરી ગલિયાં આયા વે. | „ | પદ | „ | |
| ૯ | | માનલીલા. | અબને પિયસોં ક્યોં ન બોલે મ્હાવરી? | „ | „ | „ | |
| ૧૦ | આ | ૦ | આજરે આનંદ સખિ! મુંને મોહનજી મળિયા | ગુજરાતી | પ્રભાત | „ | |
| ૧૧ | | ૦ | આવ્યો વસંત વિલાસ ભર્યો, થઈ આનંદની હેલી | „ | આશાવરી-હોરી | „ | |
| ૧૨ | | ૦ | અલિ! અજહું ન આયો રી મદન મોહન | હિંદી | માલકોશ | „ | |
| ૧૩ | | ૦ | આનંદકા અલબેલા મેહેબૂબ મેરા હે. | „ | રેખતો-ગઝલ | પ્રેમભક્તિ | |
| ૧૪ | | ૦ | આલિ! કેસે જાઉં રે ભરનકું મ્હેં પનિયાં. | „ | આશાવરી-હોરી | શ્રૃંગાર | |
| ૧૫ | | ૦ | આશ્રય ગૂઢ તિહારો અતિ ગિરિધર, દાસનકે ત્રાસ ટારે | „ | પદ | ભક્તિ | |
| ૧૬ | ઉ | ૦ | ઉભા રોહોને અલબેલડા રે, વ્હાલા કહું તમને એક વાત | „ | ગરબો | શ્રૃંગાર | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | | ० | ઉભા રોહો અલબેલા વ્હાલા, એમ છેક છકયા શું હીંડોજી. | ગુજરાતી | ,, | ,, | |
| ૧૮ | એ | ० | એક હરિને આરાધો મના રે ! | ,, | કાફી | મનબોધ | |
| ४ | | અવતારનું ઘોળ | એ અવતાર શ્રીકૃષ્ણના રે. | ,, | ધોળ | ભક્તિ | દ. ર. મા. ભાગ ૧ પત્રક આમાં નંબર ૧૭૫મે દાખલ છે તેથી નંબર આ- પ્યો નથી. |
| ૧૯ | | ० | એક ક્ષણમાં કરશે ખરાબ, દુષ્ટ સંગથી ચાલો ડરીને, ઉતર્યું ના ચઢે મોતી આબ... | ,, | હલારી રાગ | ઉપદેશ | |
| ૨૦ | | માનલીલા | એરી રાધે ! તોહે ગિરિધર બોલે. | હિંદી | સોરઠ મલ્હાર | શ્રૃંગાર | |
| ૨૧ | | ० | એસી કેસી હોરિ હો લાલા રે ! એતો ન્હૈ હોરી, કરી બરજોરી. | ,, | હોરી | ,, | |
| ૨૨ | | ० | એહી નામ રટન કર રસના, ઓર સબેં દે ડારી રે. કોઈ બાતકી ચિંતા મત કર, બિગડી સબ સુધારી રે. | ,, | બિહાગ | મનબોધ | |
| ૨૩ | ઓ | માનલીલા. | ઓ પ્યારીજી ! એટલું તું મ્હારૂં કહ્યું માનરે. | ગુજરાતી | જંગલો ખમાયચી | શ્રૃંગાર | |
| ४ | | ० | ઓ વાંસલડી ! વેરણ થૈ લાગી રે વ્રજનારને. | ,, | ગરબી | ,, | ,, ,, નં. ૫૪૪થી દાખલછે તેથી નંબ ર આપ્યો નથી. |
| ४ | | ० | ઓ નંદકા અલબેલા ! મેહેબૂબ મેરા હે. | હિંદી | રિકતો | પ્રેમભક્તિ | આ કાવતાનં. ૧૩ થી દાખલછે તેની તેજ હોય એમ લાગે છે. માટે નં- બર આપ્યો નથી. |
| ૨૪ | ક | ० | કરૂણાનિધિ ગિરધારી રે ! | ગુજરાતી | પદ | ભક્તિ | |
| ૨૫ | | ० | કમકમે મન મ્હારૂં કૃષ્ણ ! કોડાંમણા, કાળનું ચક્ર તે કાંને સુણતાં. | ગુજરાતી | કેદારો | ભક્તિ | |
| ૨૬ | | ० | કરૂણા દ્રષ્ટિ કરી મુજ સાંમુ ભાળો હે શ્રીજી ! | ,, | આશાવરી. હોરી અથવા કાફી | ,, | |
| ૨૭ | | ० | કન્હૈયા ! તું તો ન રહ્યો મેરે બસકો, પર્યો તોહે ઘર ઘરકો ચસકો; લાલ તું તો ન રહ્યો મેરે બસકો. | હિંદી | ઠુંમરી, ખ્યાલ કે પરજ. | શ્રૃંગાર | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૮ | ૦ | કહોગે જો કછુ. સોહિ ભલી, હમારે કૃષ્ણ પ્યારે ! કૃષ્ણ પ્યારેજુ, ન બિચારો નેનકે તારે. | ,, | પદ | ભક્તિ | |
| ૨૯ | માનલીલા. | કહી અમતો નહિ માંનું, જિયાથી મ્હેં જાની. | ,, | વસંત કાફી. | શ્રૃંગાર | |
| ૩૦ | ૦ | કરૂનાકે સિંધુ ! કેસો કૃપા કિની મોહે ભારી. | ,, | કેરબો | ભક્તિ | |
| ૩૧ | ૦ | કામણગારે કામણ કીધું રે, હો કામણગારે બંસીમાં | ગુજરાતી | ગરબી | શ્રૃંગાર | |
| ૩૨ | ૦ | કામણગારી ત્હારી વાંસળી, કામણ કીધું છે ભારી રે | ,, | ભૈરવ ગુર્જરી | ,, | |
| ૩૩ | ૦ | કયાંથી મળો છો ઓ અલબેલાજી હરી ? | ,, | પદ | ,, | |
| | ૦ | કાળજ કોર્યું રે, ચિતડું ચોર્યું તે કોહોને કહીયે, ઉદ્ધવ ! છેલ છબીલે. | ,, | કાલિંગડો | ,, | ક. ર. મા. ભાગ ૧ પત્રક આમાંનં. ૮૬થી આ કવીતા દાખલ છે માટે નંબર આપ્યો નથી. |
| ૩૪ | ૦ | કૃપા દ્રષ્ટિ કરો કૃપાનાથ ! ઉપાય બીજો નથી, મ્હારો નિજ બળે ગ્રહો હાથ, ઉપાયબીજો નથી | ,, | ધનાશ્રી | ભક્તિ–પ્રાર્થના | |
| ૩૫ | ૦ | શ્રીકૃષ્ણ સમરણ વિના, સરવ વસ્તુ વૃથા | ,, | પ્રભાત | ઉપદેશ | |
| ૩૬ | ૦ | શ્રી કૃષ્ણ કરણાની એજ નિશાંની. | ,, | બિહાગ આશાવરી, દેવગાંધાર, કે રામશ્રી | ,, | |
| ૩૭ | ૦ | શ્રી કૃષ્ણઃ શરણં મમ, શ્રી કૃષ્ણઃ શરણં મમ. | ,, | ભૈરવી | ભક્તિ | |
| ૩૮ | ૦ | કૃષ્ણ પાખે મુને કાંઇ ગમતું રખે. | ,, | રામકળી | ,, | |
| ૩૯ | ૦ | શ્રી કૃષ્ણનામ ચિંતામણી, ચિત ફળદાયક. | ગુજરાતી | પદ | ,, | |
| ૪૦ | ૦ | કૃપાદ્રષ્ટિ શ્રીકૃષ્ણ કરે ત્યારે, અવળું તે સવળું થાય. | ,, | રાગ દેશી | ઉપદેશ | |
| ૪૧ | ૦ | કૃષ્ણ ભજો, કૃષ્ણ સુણો, કૃષ્ણ કહો પ્રાણી. | ,, | ખટ રાગ | ,, | |
| ૪૨ | ૦ | શ્રી કૃષ્ન સરવનું સાર છે, માને તો મન! શ્રી કૃષ્ન સરવનું. | ,, | ગરબી | મનબોધ | |
| ૪૩ | ૦ | શ્રી કૃષ્ન તમારો દાસ થયો તેને, દુઃખદાયક નહી કોયરે, આનંદ મંગળ થાય દોશ ગુણ, અવળુ સવળુ હોય રે. | ,, | ગુર્જરી ( કે ) ભૈરવ. | ભક્તિ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૪ | | શ્રીકૃષ્ણ સંકિર્તન ધૂન | ૦ | ,, | પ્રભાત ( કે ) ધોળ | ,, | |
| ૪૫ | | ૦ | શ્રી કૃષ્ણ નામ રટ રે, જાય જનમ મરન ભય ફટ રે. | હિંદી | બિહાગ | મનબોધ | |
| ૪૬ | | ૦ | કુંજર મજ્જન ન્યાય કર્યો યહ. | ,, | ,, મીશ્રીત-કાફી | ઉપદેશ | |
| ૪ | | ૦ | કૃષ્ન તું માઝા યજમાન. | મરાઠી | ,, ,, | ભક્તિ | દ. ર. મા. ભાગ |
| ૪૭ | | ૦ | કેહેની કારણ ? મન ! તું થાયી ઉદાશી | ગુજરાતી | બિહાગ | મનબોધ | ૧માં આ કવિતા |
| ૪૮ | | ૦ | કૈસે છુપે યહ ચોરી ? અંગિયાં રંગ ભરી મોરી. | હિંદી | ,, હોરી | શ્રૃંગાર | દાખલ છે તેથી |
| ૪૯ | | ૦ | કોઇયે ના કળાય, ગતી અકળ તમારી રે. | ગુજરાતી | રામશ્રી ( કે ) રામકળી | ભક્તિ | નં. આપ્યો નથી; |
| ૫૦ | | ૦ | કોટી પ્રયત્ન કાહુપેં કરો. પર પ્રકૃતિ ફરે ન ઈંચ; જળ બળ નળ ઊંચાહી ચઢે, આખર નીચકો નીચ | હિંદી | છપ્પા કુંડળિઆ | અવલોકન-શિક્ષા | |
| ૫૧ | | ૦ | કોન ખેલે યાસોં હોરી રે, બરજો નહી માને. | ,, | સોહામણી (કે) મારૂરાગની હોરી | શ્રૃંગાર | |
| ૪ | | વિરહલીલા | કોઉ લાલનકું લે આઓ, કે મોકું લે જાઓ; કોઉ મેરા જિયરા બચાઓ રે,હો ધાઓ રે,લાલનકું૦ | ,, | કાલિંગડો | ,, | ટીકા ઉપર પ્રમાણે |
| ૫૨ | ગ | ૦ | ગર્વ ગંજન છે ઘનશ્યામ, એક દિનતામાં રાજી છે. | ગુજરાતી | હાલારી | ઉપદેશ | |
| ૫૩ | | ૦ | ગાજે રે ગાજે, એવાં કૃષ્નકૃપાલ ચરિત્ર, | ,, | સોહણી | મનબોધ | |
| ૫૪ | | ૦ | ગાવના જી, ગુન ગાવના જી; ગિરિધારિજીકે અચલ અહરનિશ ચાવના જી ગાવના જી. | હિંદી | અડાણાનો ખ્યાલ | ઉપદેશ | |
| ૫૫ | | ૦ | ગિરિધારિયા ! તેં તો ચેરી કરી રે. | ગુજરાતી | કાફી | શ્રૃંગાર | |
| ૫૬ | | ૦ | ગિરિવરધારી રે મહા પ્રભુ! ગિરિવરધારી લાડિલા રે, નટવર નંદકિશોર રે, શિર સુભગચંદ્રિકા મોર રે, અલબેલાજી ચિતના ચોર રે, મોહન કાળજકોરરે પ્રભુ ગિરિવરધારી. | ,, | મેવાડો મીશ્રીત ધનાશ્રી | પ્રેમભક્તિ | |
| ૫૭ | | ૦ | શ્રી(અથવા)સોઇ ગિરિધર હમારે પ્યારે, હિયકેહાર. | હિંદી | ૫૬ | ભક્તિ | |

૧૦૮

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫૮ | ૦ | શ્રી ગિરિધરલાલ હો ધની, કરો ચાહો સોહી, મ્હેં આપકો; ત્રુડો કીયો ડારો હતી-કરો૦ | ,, | કાફી જંગલો (કે) પિસ્તો | ભક્તિપ્રાર્થના | |
| ૫૯ | ૦ | શ્રી ગિરિધારીલાલ, યહ બર દીજે. | ,, | ભૈરવી | ,, | |
| ૬૦ | ૦ | શ્રી ગિરિધરલાલ ધની હમારે. | ,, | ,, | ,, | |
| ૬૧ | માનલીલા. | ગિરધારીજી બુલાવે રે, પ્યારિ ચલ રે. | ,, | સોરઠો (કે) ખ્યાલ ખમાયચી | શૃંગાર | |
| ૬૨ | ૦ | ગિરિધારીજીરી આંખડી સળકે છે છે છે. | મારવાડી | કલ્યાણ | ,, | |
| ૪ | ૦ | શ્રી ગુરુદેવ! શ્રીમદ્ વલ્લભવર વાગધીશ! મહા પ્રભુ પુરુષોત્તમ! | ગુજરાતી | પદ | ભક્તિ | દ. ર. મા ભાગ ૧ ના પત્રાઃ નં. ૩૫૩ મે આ કવિતા દાખલ છે તેથી નંબર આપ્યો નથી. |
| ૬૩ | ૦ | શ્રીગુરુ શ્રીવલ્લભ શ્રી વિઠ્ઠલ, શ્રી કૃષ્ણચંદ્ર. | ,, | છપ્પો | ,, | |
| ૬૪ | ૦ | શ્રીગુરુ ગોવિંદા રે ગોવિંદા, પુરુષોત્તમ પરમાનંદા | ,, | પ્રબંધ | ,, પ્રાર્થના | |
| ૪ | ૦ | ગુમાનિડા તું પાધરે પંથે જા. | ગુજરાતી | ખમાયચી કાફી જંગલો-સોહણી, મિશ્રિત. | શિક્ષા-વચન. | ,, નંબર ૨૬૭મે, |
| ૬૫ | ૦ | શ્રી ગુરુ મ્હારા શેઠિયા રે, હું વાણોતર તેહેનો, રાજા તો શ્રી રણછોડજી રે, આશરો એ બેનો. | ,, | પ્રભાત (કે) ધોળ | ભજન મંડળી પ્રત્યે કવિની ઉક્તિ | |
| ૬૬ | ૦ | ગુનકી ચરચા કરકે હે રામ! | હિંદી | પદ | મનબોધ | |
| ૬૭ | ૦ | ગુલાલ, ન ડારો મેરે નેનમેં ગિરિધારી. | ,, | હોરીની ઘુમાર | શૃંગાર | |
| ૬૮ | ૦ | શ્રી ગોવરધનધર શ્રી વલ્લભ લાડીલાજી. | ગુજરાતી | પરજ | ભક્તિ | |
| ૬૯ | ૦ | ગોકુલ સધારો ગોકુલચંદ્ર. | ,, | પદ | પ્રેમભક્તિ | |
| ૭૦ | બાળલીલા | ગોરિ! ગેંદ ગઇ એ કસરી હમારી. | હિંદી | બિહાગ | બાળલીલા | |
| ૭૧ | ૦ | ગોવિંદા! તેરી નેનાં લાગી રે. | ,, | પદ | શૃંગાર | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૭૨ | | ૦ | શ્રીગોવરધનવાસી સાંવરો, લાલા! તુમ બિન રે હો! શ્રીજી! તુમ બિના રહ્યો ના જાય હો, વ્રજરાજ લડેતો લાડિલો. | „ | ગોડી | „ | |
| x | ઘ | ૦ | ઘણો કુંચવાયો બહુ બળું છું, અતિ અકળામણ થાય રે | ગુજરાતી | ભૈરવ | ભક્તિ | આ કવિતા દ. ૨. |
| ૭૩ | | ૦ | ઘનશ્યામ, દેખે ઘનશ્યામ, શુધ આવે મોકું. | હિંદી | સોરઠ-મલ્હાર | પ્રેમભક્તિ | મા. ભા. ૧ માં |
| ૭૪ | | ૦ | ઘર જાઓ રે હમારી બ્હેનાં, સુંદરિ! કા દિખલાવે નૈનાં | „ | આશાવરી | નીતીશિક્ષા | આવી ગઇ છે માટે |
| ૭૫ | | ૦ | ઘેરી જમુનામેં બજ રહી બાંસુરી. | „ | ભેરવીની હોરી | સુંદર-કાવ્ય | નં. આપ્યો નથી. |
| ૭૬ | ચ | ૦ | ચરણ ત્હારા વિશે, જનમ જનમ સદા. | ગુજરાતી | રામકળી | ભક્તિ | જુઓ પાનું ૨૭મું |
| ૭૭ | | માનલીલા. | ચલ ગોરિ! ઘનશ્યામ બોલાવે. | હિંદી | પદ | શ્રૃંગાર | |
| ૭૮ | | ૦ | ચલો હોરિ ખેલન જઇએ રે. | „ | વસંત-હોરી | „ | |
| x | | ૦ | ચાંદલિયા રે ચાલિશ માં અતિ ઊતાવળો. | ગુજરાતી | ગરબી | „ | „ જુઓ નં. |
| ૭૯ | | ૦ | ચિંતા ના કર કોઇ વાતની રે, છે શિર શ્રીજી સરખા સ્વામી; | ગુજરાતી | આશાવરી, બીલાવર, રામશ્રી, પ્રભાત (કે) ધોળ. | મનબોધ | ૧૬૯ આ પત્રક. |
| ૮૦ | | ૦ | ચિતડું ચોર્યું મ્હારા રાજ! કયમ કરીયે? | „ | પદ | શ્રૃંગાર | |
| ૮૧ | છ | ૦ | છબી આજકી દેખો, અને હો પિયા? | હિંદી | કાલિંગડો | „ | |
| ૮૨ | | ૦ | છોટી હું જી, છોડો મોકું, છેલ હો રસિયા! | „ | સોહણી | „ | |
| ૮૩ | જ | ૦ | જયતિ શ્રી કૃષ્ણ, કેશવ, કૃપાસિંધુ. | ગુજરાતી | પદ | ભક્તિપ્રાર્થના | |
| x | | ૦ | જેરે હે જી જાને દે રે હો મદન ગોપાલ, બહોત ભઇ; અબ ઓર નહીં. | હિંદી | ઠુમરી | શ્રૃંગાર | દ. ૨. મા. ભાગ ૧ આ પત્રકમાં |
| ૮૪ | | ૦ | જાને દો મનમોહન! પનિયાં. | „ | દાદરો-ત્રિતાલ | „ | નંબર. ૧૭૦ માં |
| ૮૫ | | ૦ | જયાંકુ શેષ ગાવે, પ્રકૃતિ પુરુષ ગાવે. | „ | બિલાવર | ભક્તિ | આ કવિતા દાખલ છે તેથી નંબર |
| ૮૬ | | ૦ | જિવ! તું તો સદાયે સબાઇ રાખ રે, અચાનક જાવું થાશે. | ગુજરાતી | સોરઠ | મનબોધ | આપ્યો નથી. |
| ૮૭ | | ૦ | જિયાકી ન જાનત તુમ બિના કોઇ. | હિંદી | ભેરવી | પ્રાર્થના | |

